

# ઈસ્લામમાં મનોરંજનની મર્યાદાઓ તથા રહેણી-કરણીની સીમાઓ




❈ સંપાદક ❈

**મૌલાના મુફ્તી રફીક યાકુબ મેમન વીસનગરી**

(ઉસ્તાદ : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત-કરમાલી)





❈ પ્રકાશક ❈

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧






# અનુક્રમણિકા







# અભિપ્રાય

## હઝરત મૌલાના ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

### (મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા–ભરૂચ)

ઈસ્લામ પ્રાકૃતિક-કુદરતી ધર્મ છે. તે પ્રકૃતિના તમામ તકાદાઓને સાચવે છે. વિશ્વમાં ઈસ્લામ જ એક એવો ધર્મ છે, જે જીવનના દરેક વળાંક પર માનવજાતને માર્ગદર્શન પુરૂ પાડવા સક્ષમ છે. એટલે જીવનના જે પાસાં વિશે પણ પ્રશ્ન કરવામાં આવશે, ઈસ્લામ તેનો જવાબ આપશે.

ઈબાદતોની સાથોસાથ માનવીના અધિકારોને પણ ઘણું મહત્વ આપવામાં આવ્યું છે. અને એ વાત પર ભાર આપવામાં આવ્યો છે કે, ખુદા તઆલાના બંદાઓના અધિકારો અદા કરવામાં જ દીન-દુનિયા (દારૈન)ની સફળતાનું રહસ્ય છે. જો ખુદા ન કરે તેમાં કોઈ પણ પ્રકારની કમી રહી જશે, તો નજાત (દોઝખથી છૂટકારો) ખતરામાં પડી જશે. એટલે બંદાના અધિકારોની બાબતમાં ખૂબ સાવચેતી રાખી તેને કોઈ પણ કિંમતે અદા કરવાની ચિંતા દરેક મુસલમાને કરવી જોઈએ. જેથી તે આખિરત (પારલૌકિક જીવન)માં ખુદા તઆલાની પકડ તથા તેની નારાજગીથી બચેલો રહે.

ઈસ્લામી શરીઅતે ઠેર ઠેર વ્યવહાર શુધ્ધ રાખવા અને લેવડદેવડમાં પારદર્શિતાને જાળવવા પર બહુ ભાર આપ્યો છે. કારણ કે જેનો વ્યવહાર ખરાબ હશે અને ચારિત્ર્ય ખરાબ હશે, તે અધિકારો ઝૂંટવાના અને લોકોને તકલીફ પહોંચાડવાના ગુનાહમાં પડી જશે. કોઈને જૂઠ બોલી નુકસાન પહોંચાડશે, તો કોઈનો હક દબાવી લઈ તેને તકલીફ પહોંચાડશે, અને કોઈને વાણી-વર્તનથી તકલીફ પહોંચાડી પોતાની આખિરત બરબાદ કરશે.

જીવનના વિવિધ ક્ષેત્રો સંબંધે ઈસ્લામે કેટલીક આચારસંહિતાઓ ઘડી છે. જેને અમલમાં મુકવા પર ઈસ્લામે ભાર મૂકયો છે. જેથી વ્યકિતત્વમાં નિખાર આવે. આ આચારસંહિતાઓના આચરણથી એક મુસ્લિમની શાન વધે છે. લોકોમાં તે પ્રિય બને છે. શરીઅતનો હેતુ પણ સિધ્ધ થાય છે. આ

બધી બાબતોને આચારસંહિતા કે શિષ્ટાચાર કહેવાનો મતલબ એ નથી કે આ શોભા ખાતર છે. નહીં, બલ્કે તે શુદ્ધ વ્યવહાર માટે આવશ્યક બાબતો છે.

આપણા પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, તમે તમારા કપડાં (પોશાક) સારા-સ્વચ્છ રાખો અને પોતાની ઊંટ પર બેસવાની કાઠીને બરાબર રાખો. (આજના સંદર્ભમાં એમ પણ કહી શકાય કે પોતાની ગાડીની સીટ બરાબર રાખો.)

જ્યારે તમે ઘરમાં દાખલ થાઓ કે બહાર નીકળો તો દરવાજો ધીમેથી ખોલો તથા બંધ કરો. દરવાજાને છોડી ન મૂકો કે જેથી તે આપોઆપ જોરથી બંધ થઈ જાય. ઘરના બાળકો તથા યુવાનો આ બાબતમાં ઘણી જ બેદરકારી દાખવે છે. તો વડીલોની જીમ્મેદારી છે કે તેમને વારંવાર ટોકતા રહીને તેમની કુટેવ છોડાવવી જોઈએ. તેનાથી ખુદ ઘરવાળાઓ તથા પાડોશીઓને ઘણી જ તકલીફ થાય છે. શરીઅતે દરેક બાબતમાં નરમીને પસંદ કરી છે. નમ્રતાપૂર્વક વ્યવહાર એ વ્યકિતને દિપાવે છે. જ્યારે કોઈપણ વ્યવહાર કે વસ્તુમાંથી નરમાશ નીકળી જાય છે તો તે વસ્તુ નુકશાનીવાળી બની જાય છે.

જ્યારે કોઈના ઘરમાં જાઓ તો અવાજ ધીમો તથા નજર નીચી રાખો. જોડા ઉતારવામાં પણ વિવેક દાખવો. એક ચપ્પલ આગળ અને બીજો પાછળ હોય અથવા એકબીજા ઉપર હોય એવી રીતે ન ઉતારો. જોડા પહેરતી કે ઉતારતી વખતે સુન્નતને અનુસરો. નબી (સલ.)એ ફરમાવ્યું કે, તમે જોડા પહેરો તો પહેલાં જમણા પગમાં પહેરો અને ઉતારો તો પહેલાં ડાબા પગમાંથી ઉતારો. *(મુસ્લિમ શરીફ)* કપડાં પહેરતી વખતે પણ આપની રીત (સુન્નત) આ જ હતી. પહેરવાની શરૂઆત જમણા પાયચા તથા બાંયથી કરતા અને ઉતારવાની શરૂઆત ડાબા પાયચા તથા બાંયથી કરતા.

કોઈના ઘેર જતાં પહેલાં ચપ્પલ, જુતામાં કોઈ ગંદકી લાગી ન હોય તેનું પણ ધ્યાન રાખવું જોઈએ. એવું માલુમ પડે તો તેને સાફ કરીને જાઓ, કારણ કે ઇસ્લામ સફાઈનો ધર્મ છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.) ખાતા પહેલાં હાથ ધોતા હતા. હદીષોમાં છે કે, જે માણસ ખાતા પહેલાં અને ખાધા પછી હાથ ધોશે, તેની રોઝીમાં બરકત થશે. સુન્નત એ છે કે, ખાવાનું ખાતા પહેલાં હાથ સાફ કરી લો. અમુક લોકો આ સુન્નત પર એ'તેરાઝ કરતાં કહે છે કે, હાથ તો સાફ જ હોય છે,

ધોવાની શી જરૂર છે ? હે ખુદાના બંદા ! જો તું માઈક્રોસ્કોપથી જોતે તો તને ખબર પડતે કે તારા હાથ કેટલા ગંદા છે. ઈસ્લામની વિશેષતા જુઓ કે તેણે કેટલા ઉંડાણમાં જઈને આપણને ગાઈડ કર્યા-માર્ગદર્શન આપ્યું. શક્ય છે કે મને ખાંસી આવી હોય અને મેં મારો હાથ મોઢા પર રાખી લીધો હોય. તો હવે મારા હાથ પર બીમારીના જંતુ લાગી ગયા હોય. ડૉક્ટરો કહે છે કે, માણસ જયારે ખાંસે છે, ત્યારે લાખો જંતુ બહાર ફેંકાય છે. હવે હાથને નરી આંખે જુઓ તો ચોખ્ખા છે, પરંતુ ડૉક્ટરોના મતે ગંદા છે. મારી આંખ જુએ છે કે હાથ સાફ છે, પરંતુ સુક્ષ્મદર્શક યંત્ર દર્શાવે છે કે, આવું નથી. શરીઅતે ૧૪૦૦ વર્ષ પહેલાં આપણને માર્ગદર્શન પુરૂં પાડ્યું. અને આ ફાયદો બધાને મળી રહ્યો છે. એજ્યુકેટેડ છે તો તેને પણ, અને જો અશિક્ષિત છે તો સુન્નત પર અમલ કરવાના કારણે તેને પણ આ ફાયદો મળી રહ્યો છે. એક ખાસ વાત એ કે, ખાતા પહેલાં જયારે આપ (સલ.) હાથ ધોતા હતા ત્યારે આપ ટુવાલનો ઉપયોગ ન કરતા હતા. આની પાછળ પણ ઉદ્દેશ્ય એ જ છે કે, હાથ ધોયા પછી ક્યાંક ટુવાલ પરના જંતુઓ હાથને લાગી ન જાય.

ઈસ્લામે સુહબત (સંભોગ) પછી સ્નાનને ફરજીયાત કર્યું છે. દરરોજ ન્હાવું અલગ છે, સંભોગ પછી ન્હાવું અલગ છે. ગૈરોમાં એનો રિવાજ નથી. સંભોગ પછી જે વિર્ય સ્ખલન થાય છે, તેની ઉપપેદાશ રૂપે શરીરના છિદ્રોમાંથી જે પાણી પરસેવા રૂપે બહાર નીકળે છે, તેમાં જંતુઓ હોય છે. જો તેના પછી સ્નાન કરવામાં નહીં આવે તો ચામડીના રોગોનો ભોગ બની જવાય છે. આપણે ત્યાં તેનું પ્રમાણ એટલા માટે ઓછું છે કે, આપણે ત્યાં 'ગુસ્લે જનાબત'ની વ્યવસ્થા છે.

એક પુસ્તકમાં મેં વાંચ્યું છે કે, એક નોબલ પ્રાઈઝ વીનરનો ઈન્ટરવ્યુ હતો. તેને તેની સફળતા વિશે પૂછવામાં આવ્યું તો તેણે કહ્યું કે, હું દરરોજ પંદર મિનીટ શિર્ષાસન કરૂં છું. જેના કારણે મારા દિમાગને પુરતું લોહી પહોંચે છે. પરંતુ મુસ્લિમોએ શિર્ષાસન કરવાની કોઈ જરૂર નથી. જયારે તમે નમાઝમાં સજદામાં જાઓ છો, ત્યારે દિલ ઉપર હોય છે અને દિમાગ નીચે હોય છે. થોડોક લાંબો સજદો કરો તો તમને લાગશે કે ચહેરા પર, આંખોમાં, કાનોમાં લોહી એવી રીતે ધસી આવશે કે જાણે પૂર આવ્યું હોય. લાંબા સજદાને શરીઅતે પસંદ કર્યો છે. હવે આપણે નહીં કરીએ તો એમાં આપણી ભૂલ છે. જે માણસ લાંબા સજદા કરશે, તેને નેક લોકોનું નૂર આપવામાં આવશે.

પોતાના ગુપ્ત અંગોને ઢાંકવું માનવ સ્વભાવ છે. દુનિયાનો પ્રત્યેક મનુષ્ય તેની કાળજી લે છે. અલ્લાહપાકે હઝરત આદમ અલયહિસ્સલામને સૌથી પહેલાં જન્નતનો પોશાક પહેરાવ્યો. પરંતુ જ્યારે 'મના કરેલ ઝાડ' (શજરે મમનૂઆ) ખાવાથી તેઓ ઉઘાડા થઈ ગયા, તો હઝરત આદમ તથા હઝરત હવ્વા અલયહિમુસ્સલામે જન્નતના પાંદડાઓથી પોતાના ગુપ્ત અંગો ઢાંકયા. *(સૂરએ અઅ્રાફ : ૨૨)*

લિબાસ અલ્લાહ તઆલાની એક મહાન નેઅમત છે. કુર્આન શરીફમાં છે કે, ''હે આદમના પુત્રો ! અમે તમારી ઉપર લિબાસ ઉતાર્યો, જે તમારા ગુપ્ત અંગોને છુપાવે છે. અને (તમારા શરીર માટે) શણગારરૂપ (પણ) છે. અને ખુદાના ખૌફનું વસ્ત્ર તે (તો સૌથી) બેહતર છે.'' *(અઅ્રાફ : ૨૬)*

ઉપરોકત આયતમાં લિબાસના બે મુખ્ય ફાયદાઓ દર્શાવવામાં આવ્યા છે : (૧) ગુપ્ત અંગોને છુપાવે છે. (૨) શરીરને શણગારે છે. કુર્આન શરીફની એક બીજી આયત એમ દર્શાવે છે કે, અલ્લાહપાકે કુર્તા જેવા વસ્ત્રો તમારા માટે એટલા માટે સર્જ્યા છે કે તમે ગરમીથી બચી શકો. *(૧૬:૮૧)*

ગુપ્ત અંગોને ઢાંકવાનો મતલબ એ છે કે, પુરૂષો માટે દૂંટીથી લઈ ઘુંટણની નીચે સુધી અને સ્ત્રીઓ માટે ચહેરો, બન્ને હાથ-પગ સિવાય સમગ્ર શરીરને છુપાવવું વાજિબ (ફરજીયાત) છે. જે લિબાસથી આ હેતુ સિધ્ધ ન થાય, શરીઅતના હિસાબથી તે લિબાસ જ નથી. વસ્ત્રો એટલા ટૂંકા, પાતળા તથા એટલા તંગ ન હોવા જોઈએ કે તેમાંથી શરીર કે તેનો આકાર દેખાય.

લિબાસનો બીજો હેતુ સૌંદર્ય છે. નિર્વસ્ત્ર અવસ્થામાં કોઈ પણ માણસ સુંદર દેખાય ન શકે. શરીર વસ્ત્રો થકી સુંદર દેખાય છે. એટલે પોશાક સારો હોવો જોઈએ. લઘરવઘર હાલતમાં રહેવું, જેનાથી લોકોને ચીતરી ચઢે, ઇસ્લામી દ્રષ્ટિબિંદુથી ખોટી વાત છે.

ત્રીજો મકસદ એ છે કે, કોઈ પણ ૠતુની પ્રતિકૂળતા સામે ઝીંક ઝીલવામાં લિબાસ સહાયક બને છે. ઉનાળો હોય કે શિયાળો, વસ્ત્રો દરેક મોસમમાં માણસને સાથ આપે છે. ઉનાળામાં આગ ઝરતી ગરમીથી બચાવે છે અને શિયાળામાં કડકડતી ઠંડીથી રક્ષણ પુરૂ પાડે છે. શરીર અલ્લાહ તઆલાની અમાનત છે. તેની સાચવણી આપણી નૈતિક જવાબદારી છે, તથા તર્કનો પણ તકાદો છે.

ઇસ્લામી શરીઅતે વસ્ત્રોની બાબતમાં કોઈ ખાસ આકાર નક્કી કર્યો

નથી, બલ્કે દેશકાળ મુજબ વિવિધ પોશાક પહેરવાની શરીઅતે પરવાનગી આપી છે. અલબત્ત શરત એ છે કે, તે લિબાસ યોગ્ય રીતે શરીરને ઢાંકનાર હોય. તેનો હેતુ દેખાડો કરવાનો ન હોય. તેનાથી ઘમંડ ટપકતો ન હોય. તે લિબાસ ગુનેહગારોના લિબાસ જેવો ન હોય. આ શરતો પર પૂરો ઉતરતો લિબાસ શરઈ દ્રષ્ટિબિંદુથી જાઈઝ (અવૈદ્ય) છે.

જેમ શરીઅતે સારા તથા કિંમતી લિબાસ પહેરવાની પરવાનગી આપી છે, તેવી જ રીતે તે બાબતે અમુક પાબંદીઓ પણ લગાડી છે. દા.ત. લિબાસથી ઘમંડ ન વર્તાય, ગુનેહગારો જેવા વસ્ત્રો ન હોય, વિજાતીય પાત્રો જેવા કપડાં ન પહેરે, કપડાં પાછળ પૈસાનો બગાડ ન થતો હોય, વગેરે.

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ખાઓ, પીઓ અને સદકા કરો. અને એવા કપડાં પહેરો જેમાં બગાડ તથા ગર્વ ભળેલો ન હોય. *(મિશ્કાત શરીફ : ૩૭૭)*એક અન્ય રિવાયતમાં છે કે, ''જે માણસ અભિમાનનું વસ્ત્ર ધારણ કરશે, અલ્લાહપાક કિયામતના દિવસે તેને અપમાનના વસ્ત્રો પહેરાવશે. (વહનકર્તા અબૂ અવાનાની નોંધમાં એટલો વધારો પણ છે કે) પછી તે વસ્ત્રોમાં આગ ભડકાવી દેવામાં આવશે.''

*(અબૂ દાવૂદ શરીફ : ૨/૫૫૮, હદીષ ૪૦૨૯, ૪૦૩૦)*

શરીઅત મુજબ વસ્ત્રો બાબતે જેની મનાઈ ફરમાવવામાં આવી છે તથા જેને આચરવાથી દીન-દુન્યામાં મળનારી સખત સજાઓનું વર્ણન છે, તેમાંથી એક એ છે કે પગની ઘૂંટીથી નીચે સુધી ઈજાર, લૂંગી કે પેંટ પહેરવામાં આવે. તે વિષય સબંધી ઘણી હદીષો આપ (સલ.)થી સાબિત છે.

સ્વાસ્થ્ય સાચવણીની ઇસ્લામે જે તાલીમ આપી છે તેની આધુનિક તબીબી સંશોધન દ્વારા વધારે છણાવટ થઈ છે. કુર્આને પાકમાં પાકઢસાફ રહેનારાઓની પ્રસંશા કરતા કહેવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલા તૌબા કરનારાઓ તથા પાક રહેનારાઓને પસંદ કરે છે. *(૨:૨૨)*

અહીં તૌબાથી મુરાદ અંદરની પાકી છે. અને તહારતથી બહારની પાકી મુરાદ છે. ઉપરની પાકી માણસને સ્વસ્થ રાખે છે અને અંદરની પાકી (જે ક્ષમાયાચનાથી મળે છે) તેનાથી દિલ શુધ્ધ થાય છે.

કુર્આન શરીફે તો ચૌદસો વર્ષ પહેલાંથી જ શરાબને હરામ ઠરાવી દીધી. સ્વાસ્થ્ય પર તેની વિપરિત અસરો વિશે તો આજકાલ તબીબી વિજ્ઞાને ઘણી

સ્પષ્ટતા કરી દીધી છે. તેનાથી લીવરનું કેન્સર થાય છે. કિડની બગડી જાય છે કે ફેલ થઈ જાય છે. મગજ બહેર મારી જાય છે. અકસ્માતો થાય છે, વગેરે.

કુર્આન પોતાના અનુયાયીઓને પાક-સાફ રહેવાની સૂચના આપે છે. તે પાંચ વખત વુઝૂનો હુકમ આપે છે. સંભોગ પછી ગુસ્લ કરવાને જરૂરી ઠેરવે છે. તેનાથી સ્વાસ્થ્ય પણ સારું થાય છે. તે વ્યભિચારથી પણ રોકે છે. કારણ કે તે ઉપદંશ (Syphilis) પ્રમેહ (Gonorrhoea) તથા એઈડ્સ જેવી મહા ભયાનક બીમારીઓ નોતરે છે. તથા સામાજિક ક્ષેત્રે અફરાતફરી ફેલાવે છે. સજાતીય સબંધોને કુર્આને પાક જરાય સાંખી નથી લેતું.

અલ્લાહ તઆલાએ માનવીનો સ્વભાવ એવો બનાવ્યો છે કે, તે એક જ સ્થિતિમાં નથી રહેતો. માનવી એ માનવી છે, ફરિશ્તો નથી કે એક જ મુદ્રામાં સ્થિર રહે, જરા પણ બેધ્યાનીનો ભોગ ન બને. માનવી માટે શક્ય જ નથી કે તે પ્રત્યેક ક્ષણે ગંભીર બનેલો રહે અને કોઈ પણ દિવસ હંસી-મજાક ન કરે. અને એ પણ શક્ય છે કે, દરેક વખતે હંસી-મજાક કરતો રહે અને દરેક વખતે બેકારના કામોમાં લાગેલો રહે. આ બન્ને સ્થિતિ શક્ય નથી. માનવીય પ્રકૃતિ ક્યારેક ગંભીરતા ઈચ્છે છે, તો ક્યારેક ગમ્મત. ક્યારેક દોસ્તોની મહેફિલ, તો ક્યારેક લડાઈ ઝઘડો. આ પરસ્પર વિરોધાભાસી બાબતો માનવીય સ્વભાવની જરૂરિયાતો છે, જેને ક્યારેય ખતમ કરી શકાય એમ નથી.

જ્યાં સુધી એ રમતોનો સબંધ છે, જે સ્વાસ્થ્ય માટે ફાયદાકારક હોય તેમજ એવી રમતો જે સ્વરક્ષા માટે સહાયક નીવડે, તો આવી રમતોને ઈસ્લામ જાઈઝ ઠરાવે છે. એટલું જ નહીં, તેને ગમતી નજરથી જુએ છે. સ્વયં આપ (સલ.)એ ષનિય્યતુલ વિદાઅ્ અને મસ્જિદે બની હનીફ વચ્ચે ઘોડદોડ કરાવી છે. *(નસઈ શરીફ)* આપ (સલ.)એ તીરબાજી, તલવારબાજી, ઉંટ તથા ઘોડા વચ્ચે મુકાબલાને પ્રોત્સાહન આપ્યું છે. *(નસઈ શરીફ)* હઝરત ઉમર (રદી.)નું કથન બયહકીમાં નોંધવામાં આવ્યું છે : "પોતાના સંતાનોને તરવાનું, તીર ચલાવવાનું અને ઘોડેસવારી શીખવાડો." *(બયહકી શરીફ)*

એવી જ રીતે વર્તમાનકાળમાં જે રમતોથી શારીરિક કસરત થાય છે, જેમકે કબડ્ડી, ફુટબોલ, વોલીબોલ, તે બધી જ રમતો શરીઅતની હદમાં હોય તો જાઈઝ છે. ગાડીઓની રેસને ઘોડદોડ સાથે સરખાવો તો તેના આદેશો પણ ઘોડદોડના આદેશો સમાન હશે.

એવી જ રીતે એ રમતો, જેનાથી માનવી પોતાની, પોતાના દેશની કે ધર્મની સુરક્ષા કરી શકે, માત્ર જાઈઝ નથી બલ્કે બહેતર હશે. દા.ત. કુશ્તી, કરાટે, શુટીંગ વગેરે.

અલબત્ત, આ ખેલોનું જાઈઝ હોવું તે જ વખતે છે, જ્યારે શરીઅતના અહકામની પૂરેપૂરી જાળવણી થતી હોય. અને છોકરા-છોકરીઓ વચ્ચે મેળમિલાપ ન થતો હોય. હા, કેટલીક રમતો એવી પણ છે, જે ઈસ્લામના હેતુઓ વિરૂદ્ધ હોવાના કારણે વૈદ્ય (મમ્નૂઅ્) ઠરાવવામાં આવશે :

- એવી રમત જેમાં જાનનો સખત ખતરો છે અને એની કોઈ જરૂરિયાત પણ નથી. દા.ત. બોક્સીંગ. એમાં અકારણે મોઢા પર મારવામાં આવે છે. હા, કુશ્તીમાં આવી તકલીફ પહોંચાડવામાં નથી આવતી.
- એવી રમતો જેમાં સ્ત્રીઓનું અંગપ્રદર્શન થતું હોય. જેવી રીતે તરણ સ્પર્ધાઓ અને જિમ્નાસ્ટીકમાં થાય છે. હા, જો છોકરીઓ માટે સ્વીમીંગ પૂલ અલગ હોય અને ત્યાં પુરૂષોના પ્રવેશ પર પ્રતિબંધ હોય તો કોઈ વાંધો નથી.
- જાદુના બધા ખેલ હરામ હશે.
- એવા ખેલ, જેમાં ધોકેબાજી વડે લોકોના પૈસા લૂંટી લેવામાં આવતા હોય તેવા ખેલો પણ હરામ છે.
- એવી રમતો, જેમાં જાનવરો વચ્ચે સ્પર્ધા થાય છે. જેનાથી તેઓને અત્યંત પીડા થાય છે. હદીષ શરીફમાં જાનવરોને હેરાન કરવાની મનાઈ ફરમાવવામાં આવી છે. આવી બધી રમતો પણ હરામ છે.
- એ બધી રમતો, જેમાં જુગાર તેમજ ખોટી શરતો લાગેલી હોય છે. અહીં એ વાત પણ સ્પષ્ટ કરી દેવી જરૂરી છે કે, રમત પર ઈનામ રાખવું બરાબર નથી. અલબત્ત, ઈનામ કે શરત ત્રણ સ્થિતિમાં બરાબર છે : (ક) ઈનામ એવા માણસ તરફથી હોય, જે સ્પર્ધામાં ભાગ લેનાર જ ન હોય. (ખ) સ્પર્ધા બે માણસ વચ્ચે હોય. પરંતુ શરત એક બાજુથી હોય. દા.ત. રશીદ તથા હમીદમાંથી જો રશીદ જીતી જાય તો હમીદ તેને શરત મુજબ માલ આપે અને હમીદ જીતી જાય તો રશીદ કાંઈ નહીં આપે. (ગ) રમતમાં ત્રણ કે તેનાથી વધારે સભ્યો ભાગ લઈ રહ્યા હોય, તેમાંથી માત્ર બે માણસો વચ્ચે એ શરત લાગે કે જે હારી જશે તે જીતનારને કંઈક આપશે. જો

સ્પર્ધામાં ભાગ લેતા બધા જ સભ્યો શરતમાં શામેલ હોય તો એ જુગાર હશે અને એ રમત નાજાઈઝ ઠરશે.

- તે બધી રમતો, જેમાં કોઈ માનવીનું અપમાન થતું હોય અથવા કોઈની ઠેકડી ઉડાવવામાં આવતી હોય તે રમત પણ હરામ છે.
- ખેલકૂદમાં એટલા ખૂંપી જવું કે બીજી બધી જરૂરિયાત પ્રત્યે બેધ્યાન થઈ જાય, તો પછી દરેક રમતની મનાઈ છે. અને આ માત્ર ખેલનો મસ્અલો નથી, બલ્કે કોઈ પણ જાઈઝ કામમાં અતિરેક થશે તો તેની મનાઈ ફરમાવવામાં આવશે.

ટેલિવિઝન, ઇન્ટરનેટ એક એવું ખતરનાક અને વિનાશકારી સાધન છે કે, એની નહૂસતને કારણે આજે આપણા કુમળાં અને માસૂમ ભૂલકાંઓની જીભે તથા યુવાધનના મુખડે અમ્બિયાએ કિરામ (અલૈ.), સહાબાએ કિરામ (રદી.) અને અવલિયાએ ઇઝામ (રહ.)ના મુબારક અને ફૈઝદાયી નામોને બદલે ફિલ્મી અભિનેતાઓ અને અભિનેત્રીઓના મન્હૂસ નામો અને કુર્આની આયાતને બદલે બેહયાઈભર્યા ગીતો રાત-દિન સાંભળવા મળે છે. તેમને ઇસ્લામના અહકામ અને આદર્શોનું જરાય ભાન નથી. સુન્નતે નબવી (સલ.)થી તેઓ હર સેકંડે દૂર જઈ રહ્યા છે. બિનઇસ્લામી રીતરિવાજો, તરીકા અને અદાઓ પાછળ તેઓ ગાંડાતૂર બની રહ્યા છે. ઇસ્લામી રહેણી-કરણી અને સંસ્કૃતી મુસલમાનોમાંથી લુપ્ત થતી જાય છે. નહૂસતનાં આવા કાળાડિબાંગ ઓળા મુસ્લિમ સમાજ પર ટી.વી.ના પ્રતાપે જ ઉતરી રહ્યા છે.

**"ઈસ્લામમાં મનોરંજનની મર્યાદાઓ તથા રહેણી-કરણીની સીમાઓ"** નામનું આ પુસ્તક મૌલાના મૂફતી રફીક વિસનગરી સાહેબે ગુજરાતી ભાષામાં લખ્યું છે. જેમાં ઈસ્લામી અકીદાઓ, આચારસંહિતાઓ, રમતગમતના મસાઈલ વગેરે રાત-દિવસની જરૂરીયાતો બાબતે ઘણા સરસ મસાઈલ અને અહકામનું વર્ણન કર્યું છે. આ કિતાબ લખ્યા બાદ મારી પાસે તેનો મુસવ્વદહ લઈને આવ્યા. એમાં વર્ણન કરેલ બાબતો જીવન જરૂરીયાતને સ્પર્શ કરતી લાગી તો આ બાબતે તેમને અમૂક બાબતો તરફ ધ્યાન દોર્યું. તેમણે તે પ્રમાણે કિતાબમાં સુધારા-વધારા કર્યા. દારૂલ ઉલૂમ માટલીવાલા તરફથી તેને છપાવી રહ્યા છીએ. આ પ્રસંગે હું મવ. રફીક સા.ને મુબારકબાદી આપું છું કે, તેમણે ઘણી મહેનત તથા ચિવટથી કિતાબ તૈયાર કરી. અલ્લાહપાક તેમની આ કલમી સેવાઓને કબૂલ ફરમાવી વધુ ખિદમતનો મોકો અતા ફરમાવે, આમીન.



# કલિમાતે શુક્રિયા

## નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ અમ્મા બાદ

**વાએ નાકામી મતાએ કારવાં જાતા રહા**
**કારવાંકે દિલસે એહસાસે ઝિયાં જાતા રહા**

મહેરબાન અલ્લાહ તઆલાનું એહસાન છે કે, તેણે બંદાને ઉપયોગી મસાઈલ પર લેખિતમાં દીની ખિદમતની તૌફીક નસીબ ફરમાવી. (અલ્હમ્દુલિલ્લાહ) અને અંતિમ નબી હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર અને આપની પાકીઝા અવલાદ અને સહાબએ કિરામ (રદી.) તથા આપનું અનુસરણ કરનાર તમામ ઉમ્મતી ઉપર અપાર સલાતો સલામ અને કામિલ રહમતો નાઝિલ થાય.

ઈ.સ.૨૦૦૭ માં દરજએ આલિમિયત ફારિગ થયા પછી સમાજ સોસાયટીમાં લોકો સાથે રહેવાનો મોકો મળ્યો. જેમાં લોકોની રહેણી-કરણી એટલે કે બાળકના જન્મથી લઈને મરણ સુધીના અલગ-અલગ રીતરિવાજો નજરેથી જોઈને ખ્યાલ આવ્યો કે, આજે ઉમ્મતનો એક ઘણો મોટો વર્ગ અકાઈદ (માન્યતાઓ), ઈસ્લામી સંસ્કાર, નિકાહ, તલાક અને ઈદ્દત તેમજ મનોરંજન (ખુશી વ્યક્ત કરવાના કામો) વગેરેમાં શરઈ તાલીમ છોડીને ગુમરાહીની હદ પાર કરી રહ્યો છે. અને જીવનના અસલી મકસદને ભૂલી ગયો છે. તેવા સમયમાં ઝિમ્મેદારીનો એહસાસ થયો કે ઈલ્મ હાસિલ કરવાનો મકસદ જ આ છે કે, આવા લોકોને જહાલત અને ગુમરાહીના અંધકારથી દીનના અજવાળા તરફ માર્ગદર્શન આપવામાં આવે. માટે લેખિતમાં કંઈક ખિદમત કરવાની અલ્લાહ તઆલા તરફથી તૌફીક નસીબ થઈ અને કામ કરવાનો ઈરાદો કરી લીધો. એ પછી અમુક ઝિમ્મેદારીના લઈ કામ શરૂ કરવામાં મોડું થતું રહ્યું. અહીં સુધી કે ઈ.સ. ૨૦૧૨ માં દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચમાં દરજએ ઈફતાની તાલીમ

દરમ્યાન લાયબ્રેરીમાં એક કિતાબ "ઔરતોંકે બનાવ સિંગાર" નજરે પડી. એ પછી ઈ.સ.૨૦૦૭ માં કરેલા ઈરાદાને પાણી મળ્યું અને કામ કરવાનો નિર્ણય કરી લીધો. ઈ.સ.૨૦૧૨માં તાલીમથી ફારિગ થઈને અલ્લાહ તઆલાની તૌફીકથી કામ શરૂ કરી દીધું. એક હદ સુધી કામ કર્યા પછી ઉસ્તાદે મુહતરમ હઝરત મવ. મુહમ્મદ ઈકબાલ સા.(દા.બ.)ની ખિદમતમાં રજૂ કર્યું કે, કંઈક મુફીદ મશ્વરો અને સહીહ માર્ગદર્શન મળે. કેમકે હઝરતેવાલા ઘણીખરી ગુજરાતી કિતાબોના લેખક છે. હઝરતેવાલાએ કામ જોઈને અતિશય ખૂશી જાહિર ફરમાવી, કામની કદર ફરમાવી પ્રોત્સાહન આપ્યું. અહીં સુધી કે કિતાબ છપાવવાનો ઈરાદો પણ જાહેર ફરમાવ્યો. એ પછી તો આખી કિતાબનું કામ જ હઝરતવાલા (દા.બ.) ની દેખરેખ હેઠળ સંપૂર્ણ થયું. એટલું જ નહીં, બલ્કે કિતાબને ફાયદાકારક બનાવવા માટે પોતાનો કિંમતી સમય ફાળવીને દરેક પ્રકારની તસ્હીહ ફરમાવી અને તકરીઝ લખીને એક મેઅયારી સ્થાન અર્પણ કર્યું.

દિલથી દુઆ છે કે, અલ્લાહ તઆલા હઝરતની કોશિશ કબૂલ ફરમાવે, દુન્યા-આખિરતમાં એનો નેઅમલ બદલ નસીબ ફરમાવે, આમીન.

આ મોકા ઉપર મુહતરમો મુકર્રમ, મારા પીરો-મુર્શિદ, ખલીફએ મજાઝ હઝરત મવલાના કમરૂઝઝમાં સાહબ (દા.બ.), શૈખુલ હદીસ હઝરત મૂફ્તી અ.રહમાન સા. મેમણ રતનપુરી (દા.બ.)નો શુક્રગુઝાર છું. હઝરતવાલાએ તબિયત નાસાજ હોવાના લઈ તકરીઝ લખવાથી માઅઝિરત ફરમાવી, પણ મકબુલ દુઆઓથી નવાઝીને કામની કદર ફરમાવી અને અન્ય ખિદમતો તરફ માર્ગદર્શન ફરમાવ્યું. ફઝજાકલ્લાહુ ખયરા, આમીન.

શૈખુલ હદીસ હઝરત મવ. મુજતબા સાહબ રવિદ્રવી (દા.બ.)નો પણ શુક્રગુઝાર છું કે, હઝરતવાલાએ તદરીસી મશ્ગુલી હોવા છતાં કિતાબ પર નજર ફરમાવી અને તકરીઝ પ્રોત્સાહન આપ્યું. ફજઝાકલ્લાહુ ખયરા, આમીન.

ખલીફએ મજાઝ, મુહતમિમે મદ્રસહ જામિઅહ અહમદિય્યહ સવાલા (વિસનગર), હઝરત મવ. મૂફ્તી મુ.મુશ્તાક સાહબ વિસનગરી (દા.બ.)નો પણ શુક્રગુઝાર છું કે, હઝરતવાલાએ કિતાબના અકસર હિસ્સા પર નજર

ફરમાવી, પણ મશ્ગુલીના કારણે આખી કિતાબ પર નજર કરવાનો મોકો ન મળ્યો. જેથી તકરીઝ લખવાથી માઅઝિરત ફરમાવીને દિલથી મકબુલ દુઆ ફરમાવીને હોંસલા અફઝાઈ ફરમાવી. ફજઝાકલ્લાહુ ખયરા, આમીન.

ઉસ્તાદે મુહતરમ, ખાદિમે હદીસ-ફિકહ, સદર મૂફતી મદની દારૂત્તરબિયત-કરમાલી હઝરત મૂફતી મુ.નૌમાન સાહબ (દા.બ.)નો પણ શુક્રગુઝાર છું. હઝરતવાલાથી દૌરએ હદીસ શરીફમાં સુનને ઈબ્ને માજહ પઢવાનો શર્ફ હાસિલ થયો છે અને હાલ સુધી પણ મુફીદ મશ્વેરાથી રેહબરી હાસિલ છે અને ખાસ તૌર પર તદરીસી શોઅબામાં અને આ મૌકા ઉપર પણ કિતાબના ઉન્વાન, મઆખઝ અને મરાજેઅ નજર ફરમાવી દુઆઈયા કલિમાત તહરીર ફરમાવી શુક્રિયાનો મોકો અર્પણ ફરમાવ્યો. ફજઝાકલ્લાહુ ખયરા, આમીન.

ખાદિમે શોઅબએ ઈફતા દારૂલ ઉલૂમ માટલીવાલા હઝરત મવ. મૂફતી અ.રશીદ મનુબરી સા.(દા.બ.)નો પણ શુક્રગુઝાર છું. તેમણે મશ્ગુલી હોવા છતાં પણ હઝરત મવલાનાના કહેવા મુજબ કિતાબ પર નજર ફરમાવી. જેનાથી કિતાબનું કામ સરળ થયું. ફજઝાકલ્લાહુ ખયરા, આમીન.

એવી જ રીતે મહેરબાન વાલિદૈન તથા મુશ્ફીક અસાતિઝહ કિરામ જેમની મકબૂલ દુઆઓથી અલ્લાહ તઆલાએ દીનની ખિદમત નસીબ ફરમાવી છે. ખૂબ શુક્રગુઝાર છું. દિલથી દુઆ છે કે, અલ્લાહપાક સૌને દુન્યા-આખિરતમાં સારો બદલો નસીબ ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન.

છેલ્લે વાત આ છે કે, કિતાબ લખવામાં કોઈ પણ જાતની ભૂલચૂક ન રહે તે માટે ઘણી ચકાસણીથી કામ લીધું છે, પણ કહેવત છે કે, ‘‘માણસ માત્ર ભૂલને પાત્ર’’ના લઈ કોઈ જાતની ભૂલચૂક નજરે પડે તો કિતાબ પઢનાર દરેક વ્યક્તિથી આદરપૂર્વક વિનંતી છે કે, બંદાને તેના વિશે જાણ કરી નેકીના કામમાં મદદરૂપ બનશો. ફજઝાકલ્લાહુ ખયરા, આમીન.

અલ્લાહપાકથી દુઆ છે કે, બંદાની આ મામૂલી ખિદમત કબૂલ ફરમાવી હિદાયતનો ઝરિયો બનાવે અને વાલિદૈન તથા અસાતિઝએ કિરામ અને ઉમ્મતે મુસ્લિમહ માટે સદકએ જારિયહ બનાવે. આમીન, યા રબ્બલ આલમીન.

તાલિબે દુઆ : **મુ.રફીક વિસનગરી**



# તકરીઝ

## હઝ. મવ. મુજતબા સાબહ રવિદ્રવી (દા.બ.)

(શૈખુલ હદીસ : દારૂલ ઉલૂમ આલીપુર)

ઈલ્મ હાસિલ કરનેકે બાદ ઉસકા એક બડા હક યે ભી હૈ કે હાલાતે જમાનાકો મદેનજર રખકર જરૂરી ઉમૂરકી જાનિબ ઉમ્મતકી રેહબરી કી જાએ, પુર હિકમત અંદાજસે મુન્કરાતસે ઉમ્મતકો આગાહ કિયા જાએ ઔર સુન્નતે નબવીય્યહકી નિશાનદહી કી જાએ.

ફી જમાનીના હયાતે ઈન્સાનીકા પુર શદીદ કાબિલે તવજ્જુહ ઔર મોહતાજે ઈસ્લાહ **"તને હમા દાગ–દાગ શુદ, પુંબા કુજા કુજા નિહમ"** વાલા હાલ હૈ. મગર ઉસમેં અખ્લાકિયાતકે ઉસ હિસ્સામેં તો બહુત હી ઝયાદહ બિગાળ પૈદા હો રહા હૈ, જિસકા તાઅલ્લુક ઉરફન ભી શર્મ-હયાકે સમજા જાતા હૈ. પરદા, નિકાહ, લિબાસ, ખાના-પીના વગૈરહ. ઔરોંકી બાતેં હી નહીં, બલ્કે બાઝ દીનદાર ઘરાનોંમેં ખુલેઆમ હનીમૌનકા નામુનાસિબ રિવાજ હૈ. **"આ'અઝમુન્નિકાહી બરકતન ઐસરુહૂ મઉનતન"** (કમ ખર્ચકી શાદી બરકતોંસે ભરપૂર હોતી હૈ)કી ઢેર સારી તફસીલાત જાનનેવાલોંકે યહાં ઈસ કદર ખર્ચ કે ઉસકે દસવેં હિસ્સેસે દસ-દસ નાદાર હઝરાતકા નિકાહ હો જાએ, જીનકે આબાઓ અજદાદકે ઈસ્લામી સાદહ લિબાસોંકો મુતઅલ્લીકીનને બેબરકત સમજા. ઉનકી અવલાદકે લિબાસોંકા યે હાલ હૈ કે એક તરફા કિરાયેકી કિંમત એક લાખ બતાઈ ગઈ.

ઈસ ઝબોહાલીકો દેખકર ગય્યૂર મુહક્કીક ઉલમા **"અઈમતય યહદૂન બિઅમરિના"**કે મિસ્દાક હૈ. ફરીઝએ મનસબીકો અદા કરતે હુએ હર તરીકેસે કૌમકી ફેહમાઈશકા સિલસિલા કાયમ ફરમાયા હૈ.

ઉસી મુબારક સિલસિલેકી એક કળી જનાબ હઝરત મવ.મૂફ્તી રફીક સાહબ મેમન વીસનગરી (દા.બ.)કી ઝાત હૈ. ઈલાકેકી મરદૂમખેઝ બસ્તી કરમાલીકી બારૌનક મસ્જિદમેં ઈમામત વ ખિતાબતકે ફરાઈઝ, મક્તબકી કાબિલે રશ્ક ઝિમ્મેદારીકી અદાઈગીકે સાથ-સાથ બકિય્યહ ફુરસતકે વક્તકો કારઆમદ બનાતે હુએ મુઆશરતી મસાઈલ પર નિહાયત મુસ્તનદ, મુખ્તસર, જામેઅ રિસાલા મુરત્તબ ફરમાયા હૈ. બંદેને મુખ્તલિફ મકામાતકો બગાઈર દેખા, બહુત હી આસાન ઝબાનમેં મજબૂત હવાલોંકે સાથ કિંમતી મવાદ જમા કિયા હૈ.

અલ્લાહ તઆલા મુરત્તિબે મુહતરમકી ઈસ કાવિશકો ઉનકે હકમેં ઔર ઉનકે વાલિદૈન ઔર અસાતિઝહ બલ્કે પૂરી ઉમ્મતકે હકમેં સદકએ જારિયહ બનાયે ઔર ઉમ્મતકો બેહદ ફાયદા હાસિલ કરકે ઈસ્લામી ઝિંદગીવાલા બનાયે. દિલસે દુઆ કરતા હું કે આપકી યે કાવિશ સદા રવય્યહ તરક્કી રહે ઔર તમામ હી મુતઅલ્લિકા અહબાબકે કાબિલે રશ્ક વ ઈક્તિદા હો. આમીન.

ફક્ત વસ્સલામ

તાલિબે દુઆ

**મુહમ્મદ મુજતબા રવિદ્રવી**





# દુઆઈયા કલિમાત

## હઝરત મવ. મુફ્તી મુ. નોમાન સા. (દા.બ.)

(ખાદિમે હદીસ વ ફિકહ, સદર મુફ્તી દા.ઉ.કરમાલી)

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ. અમ્મા બાદ : અલ્લાહકે રસૂલ (સલ.)ને ફરમાયા : **તૂબા લિમન જઅલહુલ્લાહુ મિફ્તાહન લીલ ખયર વ મિગલાકન લિશ્શર.** *(સુનને ઈબ્ને માજહ : ૧/૮૬, નં.૨૩૮)*ઉસ બંદેકે લીયે ખુશનસીબી વ સઆદતકી બાત હૈ, જિસકો અલ્લાહ તઆલા ખયરકી કુંજી (ચાબી) ઔર શર (બૂરાઈ)કા તાલા બનાયે. ઉસી સિલસિલ-તુઝઝહબકી એક સુનહરી કડી અઝીઝ ગિરામી મવલાના મુફ્તી મુ.રફીક સાહબ વિસનગરી (ઉસ્તાદે હદીસ-ફિકહ : દારૂલ ઉલૂમ કરમાલી)કી અછૂતે તર્ઝ ઔર રસીલે અંદાજકી ગુજરાતી ઝબાનમેં કિતાબ તહરીર કી ગઈ વોહ શહકાર તસ્નીફ હૈ. જીસકી હમારે મુસ્લિમ મુઆશરેકો સખ્ત જરૂરત થી. યે સિર્ફ કિતાબોંકી દુન્યામેં એક ઈઝાફા હી નહીં, બલ્કે વક્તકી અહમતરીન જરૂરત હૈ.

મુફ્તી સાહબ શુક્રિયાકે મુસ્તહિક હૈ કે ઉન્હોંને અપની મસરૂફિયતોમેં સે વક્ત નિકાલકર તહરીરી શકલમેં ઉમ્મતકો ફૈઝયાબ ફરમાયા હૈ. ફજઝાકલ્લાહુ ખયરા, આમીન.

દુઆ હૈ કે અલ્લાહ રબ્બુલ ઈઝઝત ઉસકો અપને બારગાહે આલમમેં શરફે મકબૂલિયત અતા ફરમાએ ઔર ઉનકો ભી મુફીદ વ કિંમતી કિતાબોંકે લિખનેકી તૌફીક અતા ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન.

ઈ દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ.

તાલિબે દુઆ

**મુહમ્મદ નૌમાન**

૨૫, મુહર્રમુલ હરામ, ૧૪૪૦
શનિચર

# ઈસ્લામ અને શણગાર

શણગાર કરવો અને ખૂબસુરત બનીને રહેવું દરેકનોહક છે. કેમકે દરેક સ્ત્રીની તબીયત ઈચ્છે છે કે તે ખૂબસુરત બનીને રહે. ઈસ્લામ ધર્મ સ્ત્રીઓની આ ઈચ્છાનો વિરોધ નથી કરતો પણ તે આ વાત જરૂર કહે છે કે સ્ત્રીઓની આ ઈચ્છા સારી નિય્યત સાથે ઈસ્લામી તાલીમ મુજબ શરીઅતની હદોમાં રહીને પુરી થાય. અને દુનિયા-આખિરતમાં એનું શણગાર કરવું નુકશાનકારક ન બને. ઈસ્લામ એ વાતની તાલીમ આપે છે કે સ્ત્રીઓનું ખૂબસુરત બનીને રહેવું ફકત તેના પતિ (શોહર) માટે જ હોવું જોઈએ કે દરેક પ્રકારનું સૌંદર્ય પોતાના પતિ (શોહર)ને રાજી કરવા માટે અને એને દેખાડવા માટે જ કરે. બીજા લોકોને દેખાડવા માટે ન કરે, કેમકે દેખાવ કરવો પણ એક પ્રકારની રિયાકારી છે. જેના વિશે હદીષ શરીફમાં વઈદ-ધમકી બયાન કરવામાં આવી છે અને તેને નાનો શિર્ક કહેવામાં આવ્યો છે.

આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : મને તમારા ઉપર સૌથી વધારે ખતરો નાના શિર્કનો છે. સહાબા રદી.એ સવાલ કર્યો કે યા રસુલુલ્લાહ (સ.અ.વ.) નાનો શિર્ક કયો છે ? આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : તે રિયાકારી છે એટલે કે દેખાવ કરવો છે. જયારે અલ્લાહ તઆલા લોકોને એમના આ'માલનો બદલો આપશે ત્યારે રિયાકારી (દેખાવ) કરવાવાળાઓથી ફરમાવશે કે દુનિયામાં જેમને તમે દેખાડવા માટે અમલ કરતા હતા. એમની પાસે (બદલો લેવા માટે) ચાલ્યા જાઓ. જુઓ ! શું તમોને એમની પાસે આ'માલનો બદલો મળી શકશે ?

(મુસ્નદે અહમદ બિન હમ્બલ : ભાગ-૫, પેજ-૪૨૮, અલ-કાહેરા)

આ હદીષથી માલુમ થાય છે કે જીંદગીમાં જે કંઈ અમલ કરવો હોય તે ફકત એક અલ્લાહ માટે જ કરવો જોઈએ. નહિંતર કયામતના દિવસે પસ્તાવો થશે. અને જયાં સુધી પોતાના પતિ (શોહર) માટે શણગાર કરવાની વાત છે તો તે પણ એક રીતે ઈસ્લામી તાલીમ મુજબ શોહરની ફરમાબરદારી જ છે. અને હદીષ

શરીફમાં છે કે જે સ્ત્રી પોતાના પતિની ફરમાબરદારી કરે જેમાં શરીઅતના કોઈ હુકમનો ભંગ ન થતો હોય તો તેવી સ્ત્રી માટે જન્નતની ખુશખબરી છે.

**હદીષ શરીફ :** હ.અબૂ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું : જે સ્ત્રી પાંચ વખતની નમાઝ પઢે, રમઝાનના રોઝહ રાખે, પોતાની ઈઝઝત-આબરૂની હિફાઝત કરે અને પોતાના પતિ (શોહર)ની ફરમાબરદારી કરે (તો એવી સ્ત્રી માટે કયામતના દિવસે ખુશખબરી મળશે કે) જન્નતના જે પણ દરવાજાથી દાખલ થવાની ઈચ્છા ધરાવશે. ત્યાંથી તે દાખલ થઈ શકશે. (સહીહ ઈબ્ને હબ્બાનઃ ભાગ-૯, પેજ-૪૭૧)

આ હદીષ શરીફથી જાણવા મળ્યું કે શોહરની ફરમાબરદારી જો શરીઅત મુજબ હોય તો તે વાસ્તવમાં શરીઅતની ફરમાબરદારી માનવામાં આવશે. જે રિયાકારી (દેખાવ) કરવાના હુકમમાં આવશે નહિ.



## એક જરૂરી વાત

આજના યુગમાં સૌંદર્ય માટે જે કંઈ પધ્ધતિઓ, તરીકા પ્રચલિત છે. તે ખરેખર મુસ્લિમ પુરુષો-સ્ત્રીઓ માટે અયોગ્ય છે. જેથી આપણે એવી પધ્ધતિઓની પસંદગી કરવી જોઈએ જે ઈસ્લામી તાલીમ મુજબ હોય.

એટલે જ એ જાણવું અત્યંત જરૂરી છે કે સૌંદર્ય અને શણગાર કરવાની કઈ કઈ પધ્ધતિઓ ઈસ્લામી તાલીમ મુજબ છે. અને કઈ કઈ પધ્ધતિ તેના વિરુધ્ધ છે, જેનાથી દૂર રહીને ઈસ્લામી તા'લીમ મુજબ શરીઅતની હદોમાં રહીને સૌંદર્ય અને શણગાર કરી જીંદગીમાં પોતાનો શોખ પૂરો કરી શકાય.

# સૌંદર્ય શણગાર બાબતે અગત્યની ત્રણ વાતો

(૧) સૌંદર્ય શણગાર કરવાની એવી પધ્ધતિ, જેના પર શરીઅતે તાકીદ સાથે પ્રતિબંધ લગાડયો છે તેવી પધ્ધતિથી કોઈ પણ સંજોગે સૌંદર્ય શણગાર ન કરવામાં આવે. ભલેને પછી, એવી પધ્ધતિ મુજબ સૌંદર્ય શણગાર કરવા બાબતે પતિ (શોહર) તરફથી કહેવામાં આવે. અને એમ ન કરવાથી તેના નારાજ થઈ જવાની શકયતા હોય અથવા અન્ય લોકો તરફથી કહેવામાં આવે. કેમકે હદીષ શરીફમાં છે કે જે કામ કરવામાં અલ્લાહ તઆલાની નાફરમાની થતી હોય તેવા કામમાં લોકોની ફરમાબરદારી કરવી યોગ્ય નથી.

(૨) સૌંદય શણગાર કરવાની એવી પધ્ધતિ જે શરીઅતની દ્રષ્ટીએ જાઈઝ હોય તો તેના મુજબ સૌંદર્ય શણગાર કરવાનો મોજ-શોખ પૂરો કરવામાં આવે અને એમાં પતિ (શોહર)ની પૂરેપૂરી ફરમાબરદારી કરવામાં આવે. કેમકે પતિ (શોહર)નો દરજો ઘણો ઉંચો છે અને ઉચ્ચ દરજાવાળાનું સન્માન કરવાનો હુકમ છે.

હદીષ શરીફમાં નબી સ.અ.વ.એ ફરમાવ્યું : જો હું કોઈની સામે સજદો કરવાનો આદેશ કરતો તો સ્ત્રીઓને આદેશ કરતો કે તેઓ પોતાના શોહરની સામે સજદો કરે.

શોહરની ઈચ્છા મુજબ કોઈ ઔરત શણગાર ન કરે જેમાં શરીઅતના હુકમનો ભંગ ન થતો હોય અને શરીરની સાફ-સફાઈ ન રાખે તો શરીઅતે આ બાબતે શોહરને ઓથોરેટી (હક) આપેલ છે, તેના લીધે બીવીને શરિરીક નુકશાન ન પહોંચે એ રીતે હલકી સજા પણ કરી શકે છે. જેમકે હઝરત મૌલાના અશ્રફઅલી થાનવી (રહ.)એ બેહિશ્તી ઝેવરમાં લખ્યું છે કે શોહર માટે આ પણ હક છે કે, બીવી પોતાના શોહર માટે ચહેરો બગાડીને, મેલી ગંધાતી ન રહે. પરંતુ શણગાર કરીને રહે (જેમાં ફુઝુલ ખર્ચી એટલે કે જરૂરતથી વધારે ખર્ચ ન કરવો પડે). અહીંયા સુધી કે શોહર ના કહેવા છતાંય પણ તે

શણગાર ન કરે તો શોહરને સજા કરવાનો પણ હક છે.

(બેહિશ્તી ઝેવર પેજ-૩૩૮)

આના લઈ શરીઅતની દ્રષ્ટીએ જે કંઈ સૌંદર્ય, શણગાર કરવાની પધ્ધતિ જાઈઝ છે તેમાં શોહરની ફરમાબરદારીનો ખાસ ખ્યાલ રાખવામાં આવે. જેથી આપસમાં પ્રેમ-મુહબ્બત વધે અને સંબંધ મજબૂત થાય.

(૩) સૌંદર્ય, શણગાર કરવાની જે પધ્ધતિ શરીઅતની દ્રષ્ટિએ જાઈઝ છે તેમાં નિય્યત સારી રાખવી. જેમકે શોહરનું મન રાજી રાખવા ખાતર સૌંદર્ય કરવું. તો આમ કરવા પર જયાં સૌંદર્ય શણગારનો મોજ-શોખ પુરો થશે, તો સાથે-સાથે સવાબ પણ મળશે. કેમકે હદીષ શરીફમાં છેઃ આ'માલનો આધાર નિય્યત પર છે.

(મિશ્કાત શરીફ, પેજ : ૧૧)

પતિ સિવાયના કોઈ પણ સ્ત્રી-પુરુષની સામે દેખાડો કરવાની અથવા એમને ખુશ કરવાની વગેરે કોઈ પણ જાતની બીજી નિય્યત રાખવાથી બચવું અત્યંત જરૂરી છે. (ઓરતોં કે બનાવ...પેજ-૨૧-૨૨)

**નોટ :–** આ ત્રણ વાતોને ખૂબ જ ધ્યાનપૂર્વક વાંચીને એના પર અમલ કરવાની કોશીશ કરવી જોઈએ. અને યકીન રાખવું જોઈએ કે શરીઅત પ્રમાણે જ જીવન જીવવામાં દુનિયા-આખિરતની રાહત-શાંતિ છુપાયેલી છે.

અલ્લાહ તઆલા દરેક પુરુષ અને સ્ત્રીઓને શરીઅતની તા'લીમ મુજબ જીંદગી ગુજારવાની તૌફીક અતા ફરમાવે અને શરીઅત પર અમલ કરવું સરળ ફરમાવે. આમીન.



## શણગાર શરીઅતની મર્યાદામાં રહીને

**યાદ રાખો :** અતિશય સૌંદર્ય, શણગાર કરવું શરીઅતમાં પસંદગીપાત્ર નથી. જરૂરત મુજબ કરવામાં આવે તો ઠીક છે. પણ સૌંદર્ય, શણગારને જ રાત-દિવસમાં એક જરૂરી કામ સમજી લેવું અને એના માટે જાત-જાતની પધ્ધતિની શોધમાં રહેવું અને એના માટે વારે ઘડીએ બજારમાં હરવું-ફરવું અને ખરીદી કરવામાં લાગ્યા રહેવું, ઈઝઝત અને શર્મ, હયા રાખનાર નેક પુરુષ અને સ્ત્રીના મિજાઝના વિરુધ્ધ છે. જેને નેક આ'માલ અને સારા સંસ્કાર પોતાની જીદંગીમાં લાવવાની ચિંતા હોય છે. એના પાસે એટલો સમય જ કયાંથી હોઈ શકે કે તે બિનજરૂરી સૌંદર્ય, શણગાર કરવામાં લાગીને જીંદગીનો કિંમતી સમય અને કિંમતી રૂપિયા-પૈસા બરબાદ કરે. અલ્લાહ તઆલા દરેક પુરુષ-સ્ત્રીઓને સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન.

## શણગાર કરો અને અવશ્ય કરો પણ

શણગાર કરો અને અવશ્ય કરો પણ એમાં એટલો વધારે ખર્ચ ન કરવામાં આવે કે પોતાના બજેટનો ખ્યાલ ન રહે અને પોતાના ઝિમ્મેદારની મહેનતની કમાણી પાણીની માફક વહાવી દેવામાં આવે.

ખાસ કરીને નવજુવાન છોકરા-છોકરીઓ ગૈરકૌમના દેખા-દેખી બિનજરૂરી શણગારના શોખ પૂરા કરવા ખાતર ખોટા ખર્ચ કરવામાં લાગી જાય છે. જેમાં ફુઝૂલ ખર્ચનો ગુનોહ પણ લાગુ પડે છે. શણગાર કરવાનો મોજ-શોખ એટલો વધી ગયો છે કે જેટલી પણ આવક હોય તે ઓછી પડી જાય છે. અમૂક વખતે ઉછીના પૈસા લેવાની પણ જરૂરત ઉભી થઈ જાય છે. અને આવી રીતે બિનજરૂરી ખર્ચ કરવાની ટેવ પાડવી એ સંસ્કારી પ્રમાણિક છોકરા-છોકરીઓ માટે યોગ્ય નથી. બિનજરૂરી ખર્ચ કરવાની ટેવ પડી ગયા પછી તે પોતાના ઝિમ્મેદાર પર એક જાતનો બોઝો બની જાય છે. જેના લઈ શોહર-બીવી વચ્ચે ભેદભાવ થઈ જાય છે. અને બન્ને વચ્ચે પ્રેમ-ભાવના ઓછી થવા લાગે છે. અને આપસમાં નફરતની એવી

આગ લાગી જાય છે કે જેને આકાશ ૧ારથી વરસતું વરસાદનું પાણી પણ ખતમ નથી કરી શકતું. અને જીંદગીનો સંબંધ ખતમ થઈ તલાક સુધી પણ મામલો પહોંચી જતો હોય છે.

આવા સંજોગો ન બને તેના માટે મા-બાપ પર જરૂરી છે કે નાનપણથી જ અવલાદનો ઉછેર (તરબીયત) એ રીતે કરવામાં આવે કે જેનાથી બિનજરૂરી ખર્ચ કરવાની ટેવ ન પડે અને બજેટની મર્યાદા મુજબ શરઈ હદોમાં રહીને શણગાર કરવાનો શોખ પુરો કરી શકે. અલ્લાહ તઆલા દરેકને સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન.

## જરૂરી અને બિન જરૂરીની ઓળખ

**મસ્અલા :** જરૂરત એવી વસ્તુ અથવા એવી પરિસ્થિતિનું નામ છે કે માણસ એવા દરજ્જે પહોંચી જાય કે જો તે શરીઅતે પ્રતિબંધ લગાડેલ વસ્તુનો ઉપયોગ ન કરે તો પ્રાણ પંખેરૂ ઉડી જાય અથવા કોઈ એવો અવયવ હલાક થઈ જાય કે જેના લીધે મરવાની નજીક પહોંચી જાય.

આનાથી જણાય છે કે શણગાર અને સૌંદર્યનો શું હુકમ છે ? તે કોઈ જરૂરી વસ્તુ તો નથી. જેથી એની પાછળ વધારે પડતો ખર્ચ ન કરવો જોઈએ. (બયાને મુસ્તફા : જુલાઈ-૨૦૧૩, પેજ-૪૩)



# (૧) અકાઈદ (માન્યતાઓ)

## (૧) સુન્નત અને બિદઅતની ઓળખ વિશે...

**બિદઅતની વ્યાખ્યા :** જે કામો કુર્આન, હદીસથી સાબિત ન હોય (એટલે કે) જે કામો હુઝૂર (સલ.)ના યુગમાં, તેમજ સહાબાએ કિરામ (રદિ.) અને તાબિઈન, તબએ તાબિઈનના યુગમાં ન હતા. તેવા નવા કામોને દીન સમજીને, સવાબની નિય્યતે કરવું. (ફતાવા રહીમિય્યહ : ૧/૪૨૨)

હદીસ : જે કોઈએ એવું કામ કર્યું જેનાં વિશે અમારો કોઈ હુકમ નથી તે રદ અને બાતિલ છે. (મુસ્લિમ, ૨/૭૭, ફતાવા રહીમિય્યહ : ૧/૪૨૬)

## (૨) અલ્લાહ તઆલાના હાજિર-નાજિર હોવાના અર્થ વિશે

મસ્અલા : દરેક વસ્તુ અને દરેક સ્થળ અલ્લાહ તઆલાની નજર સમક્ષ અને દેખરેખ તથા વ્યવસ્થા હેઠળ છે અને અલ્લાહ તઆલાના ઈલ્મે મહીત (એટલે કે વિશાળ ઈલ્મ)ના વર્તુળમાં શામિલ છે.

ઉપરોકત હકીકત મુજબ અલ્લાહ તઆલાને દરેક જગ્યાએ મવજૂદ (અને હાજીર-નાઝિર) કહેવામાં અને માનવામાં આવે છે. માટે કોઈ પણ સ્થળ વિષે અલ્લાહ તઆલાની નજર સમક્ષ હોવામાં સારા અને ગંદા સ્થળમાં તફાવત માનવો દુરુસ્ત નથી. અને અલ્લાહ તઆલાના મવજૂદ (હાજિર-નાઝિર) હોવાને મખ્લૂક (એટલે કે લોકો) ના કોઈ સ્થળે મવજૂદ હોવાની રીત અને ઢબ પર અનુમાન કરવું જાઈઝ નથી. અલ્લાહ તઆલાના મવજૂદ (હાજીર-નાઝિર) હોવાની રીત (પધ્ધતિ) અને કયફિય્યત શું છે ? તે આપણી જાણ-સમજથી બહારની વસ્તુ છે. આ પ્રમાણે માન્યતા રાખવી જરૂરી છે. (શર્હે ફિકહે અકબર : ૪૧, નિબરાસ : ૧૭૬, ઝુબ્દતુલ ફતાવા : ભાગ-૧, પેજ-૭૦, મરગૂબુ-લ-ફતાવા : ભાગ-૧, પેજ-૪૧૯)

## (૩) રામ-રહીમને એક સમાન સમજવા બાબતે...

મસ્અલા : ઘણા લોકો અજ્ઞાનતાથી (અજાણતા) એમ સમજે છે કે રામ-રહીમ એક જ છે, પરંતુ એ માન્યતા દુરુસ્ત નથી. કારણ કે ગેર મુસ્લિમોની માન્યતા મુજબ પણ "રામ" મા-બાપના પેટથી જન્મ લેનાર માનવ સૃષ્ટિમાંથી એક માણસ છે. જયારે કે અલ્લાહ તઆલા તો સઘળી સૃષ્ટીનો ખાલિક (પેદા કરનાર) અને સર્જનહાર છે. (જેમ કે

કુર્આન શરીફમાં છે) “લમ યલિદ વ લમ યૂલદ” કોઈને જન્મ આપનાર અને કોઈથી જન્મ પામનાર નથી. (માટે આ પ્રકારની સમજ સદંતર ખોટી છે.) (ઝુબ્દતુલ ફતાવાઃ ભાગ- ૧ : પેજ-૭૪)

## (૪) ગ્રહમંડળ અને ચોઘડિયાને અસરકર્તા માનવા વિશે...

**હદીષ શરીફ :** હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું : અપશુકનએ શિર્કની વાતોમાંથી છે. કોઈ ગ્રહ કે ચોઘડિયામાં કોઈ શકિત, કોઈ બરકત અને કોઈ નહૂસત નથી. જે કંઈ થાય છે તે અલ્લાહ તઆલાના હુકમથી થાય છે. અને રાત-દિવસના કોઈ પણ ચોઘડિયામાં જે કાંઈ બરકત અથવા નહૂસત પૈદા થાય છે. તે માણસના પોતાના અમલ અને કૃત્યથી થાય છે. જે સમયમાં માણસ નેકીનું કામ કરે છે. તે સમય તેના માટે શુકન અને બરકતવાળો છે. અને જે વખતમાં તે ગુનાહનું કામ કરે તે વખત તેના માટે નહૂસતવાળો છે. (મજાલિસુલ અબરાર : મજલિસ : ૩૯)

**મસ્અલા :** હદીષ શરીફથી સ્પષ્ટ રીતે માલૂમ પડયું કે ગ્રહમંડળને (ચોઘડિયાને) અસરકર્તા માનવું હરામ છે. અને ઉપસ્થિત થતી સારી અને બૂરી, ગમ્ય અને અગમ્ય દરેક ઘટના અને દરેક પરિસ્થિતિને પોતાના ખાલિક અને માલિક અલ્લાહ તઆલા તરફથી માનવી અને (સારી અને નરસી) તકદીર (ભાગ્ય) ઉપર ઈમાન લાવવું અને તેના ઉપર રાઝી રહેવું. એ આપણા ઈમાનનું મહત્વનું અતૂત અંગ છે.

(ઝુબ્દતુલ ફતાવા : ૧/૩૯૮-૩૯૯)

## (૫) જયોતિષ પાસે જવા અને તેની વાતો માનવા વિશે...

**મસ્અલા :** ઈસ્લામ ધર્મનો ખ્યાલ છે કે ફકત અલ્લાહ તઆલાની જાત જ ગૈબની વાતો જાણનાર છે. તેના સિવાય કોઈ માણસ અન્ય લોકોના ભવિષ્યમાં આવનાર હાલાત જાણનાર નથી. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે કોઈ માણસ જયોતિષ પાસે ગયો અને એની વાતો ને સાચી માની લીધી તો તેણે કુર્આન મજીદને જુઠલાવ્યું. (કેમકે કુર્આનમાં આ જ છે કે અલ્લાહ સિવાય કોઈ ગૈબનો જાણનાર નથી.)

આમાં તે બધા દાખલ છે જે કિસ્મતોની હાલત બતલાવે છે. પંડિત હોય, જ્યોતિષ હોય, જુઠ બોલનાર ફકીરો હોય, કે રસ્તા પર બેસીને ખેલ-તમાશો દેખાડનાર હોય. એમને મહેનતાણું આપવું પણ હરામ છે. અને એમની બતાવેલી ખબરો પર યકીન કરવું અને એ વિષે માન્યતા

રાખવી મુલ્લા અલી કારી (રહ.)ના કથન મુજબ કુફ્ર છે.

(હલાલ વ હરામ : પેજ-૫૧)

## (૬) સફર મહિનાને મનહૂસ (અશુભ) સમજવા બાબતે...

**મસ્અલા :** ઘણા લોકો પોતાની અભણતાના કારણે અથવા અમૂક ગેર મોઅતબર કિતાબોના લખાણના આધારે સફર મહિનાને મનહૂસ અને અપશુકનયાળ માને છે. આના લઈ ઘણા લોકો આ મહિનામાં નિકાહ, રુખસતી અને મંગની (સગાઈ) વગેરે ખુશીના કામો કરવાથી ખચકાય છે. અને મનહૂસ સમજે છે. જયારે કે નબી સ.અ.વ.એ પોતાના સ્પષ્ટ ઈર્શાદથી સફર મહિના અને સાથે જ અન્ય વસ્તુઓ વિશે આવી સીધા માર્ગથી ભટકાવનાર અને વહેમી માન્યતાઓને રદબાતલ ફરમાવી છે અને સાફ શબ્દોમાં તેને નકારી કાઢી છે.

**હદીષ શરીફ :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.) નકલ કરે છે કે, હઝરત રસૂલુલ્લાહ સ.અ.વ.નું ફરમાન છે કે એકની બીમારી બીજાને લાગી જવાની કોઈ હકીકત નથી અને અપશુકન કોઈ વસ્તુ જ નથી અને ઉલ્લુ (એટલે કે ઘુવડનું ઘર ઉપર બેસીને બોલવા)ની કોઈ હકીકત નથી. અને સફર મહિના (એટલે કે તેમાં બલાઓ-બીમારીઓ ઉતરવા જેવી નહૂસત)ની કોઈ હકીકત નથી.

(મિશ્કાત શરીફ : ૩૯૧, ઝુબ્દતુલ ફતાવા-૧/૪૧૨, ૪૧૩, ૪૧૪)

## (૭) ઉંધા બુટ–ચપ્પલથી નુકસાન થવાની માન્યતા વિશે...

**મસ્અલા :** જમીન ઉપર ઉંધા પડેલા ચપ્પલ અથવા બુટથી એ પ્રમાણે બદફાલી (અપશુકન) લેવી અથવા એવી માન્યતા રાખવી જાઈઝ નથી કે, બુટ-ચપ્પલવાળાને અથવા જોનારને કોઈ નુકસાન થશે અને તેનું કિસ્મત ઉંધુ થઈ જશે અથવા તેનું કામ ઉલ્ટું થઈ જશે.

(ઝુબ્દતુલ ફતાવા : ૧/૪૧૭)

## (૮) ત્રિકોણાકાર દુકાન બાબતે માન્યતા વિશે...

**મસ્અલા :** ત્રિકોણ આકારની દુકાન દોષયુકત ગણાય નહિ અને "તેમાં વેપાર-ધંધો બરાબર ન ચાલે" એ માન્યતા તદ્દન ખોટી અને પાયા વગરની છે. શરીઅતમાં કુર્આન-હદીષ કે બુઝુર્ગાને દીનના કથનથી એવી કોઈ સાબિતી નથી.

દુકાનના ધંધાની બરકતમાં દુકાનના આકારને કોઈ દખલ નથી.

બલ્કે બરકતનો આધાર શરઈ માર્ગદર્શન મુજબ ધંધો કરવામાં છે. જાઈઝ વસ્તુઓનો વેપાર કરવામાં, સત્ય બોલી વેપાર કરવા, તથા માપ-તોલમાં દગા ફટકાથી બચવામાં, માલ-સામાનની ખોડ-ખાપણ જાહેર કરી દેવામાં ધંધાની બરકત છે.

ગલત અને નાજાઈઝ વસ્તુઓનો ધંધો કરવામાં આવે અને શરીઅતની તા'લીમ વિરુધ્ધ ધંધો કરવામાં આવે તો બેબરકતી થાય છે.

(ઝુબ્દતુલ ફતાવા : ૧/૪૧૪)

## (૯) બુધવારના દિવસને અપશુકન માનવા વિશે...

**મસ્અલા :** બુધવારને અપશુકન સમજવું ખરું નથી. ઈસ્લામી તાલીમ વિરુધ્ધ છે. જેથી એવા વહેમમાં પડવું ગુનોહ છે.

(ફતાવા દીનિય્યહઃ ૧/૨૧૮)

## (૧૦) બીમારીથી શિફા માટે બકરો ઝબહ કરવા વિશે...

**મસ્અલા :** આફત (મુસીબત) અને બીમારીથી હિફાઝત માટે સદકહ-ખયરાત કરવાની તરગીબ બયાન કરવામાં આવે છે. પણ લોકોની માન્યતા આ બાબતે એવી થઈ ગઈ છે કે કોઈ જાનવર ઝબહ કરવું જરૂરી છે. જીવનો બદલ જીવ સમજવામાં આવે છે. શરીઅતમાં આનો કોઈ સબૂત નથી. લોકોએ પોતાના તરફથી ઉપજાવેલી વાત છે. શરીઅતમાં કુરબાની અને અકીકા સિવાય કોઈ પણ સંજોગોમાં જાનવર ઝબહ કરવું સાબિત નથી. (મસાઈલે શિર્ક વ બિદઅત : ૮૩, અહસનુલ ફતાવા : ૧/૩૬૭)

**મસ્અલા :** અમુક લોકો સદકામાં જીવનો બદલ (વિકલ્પ) જરૂરી સમજે છે અને બકરા વગેરે જાનવરને બીમાર પાસે બાંધી રાખે છે. અને અમૂક લોકો બીમારનો હાથ લગાવડાવીને ખયરાત કરે છે. અથવા બીમાર પાસે ઝબહ કરે છે અને એ પછી ખયરાત કરે છે. અને એવી માન્યતા રાખે છે કે બીમારનો હાથ બકરાને લગાવવાથી બધી જ અલા-બલા (આપત્તિઓ-વિપત્તિઓ) એની તરફ ચાલી ગઈ. એ પછી ખયરાત કરવાથી તે પણ ચાલી ગઈ અને જીવનો બદલ જીવ આપવાથી બીમારનો જીવ બચી જશે. યાદ રાખવું જોઈએ કે, આવી માન્યતા રાખવી ઈસ્લામી તાલીમના સંદતર વિરુધ્ધ છે.

(મસાઈલે શિર્ક વ બિદઅત : પેજ-૮૨, અગ્લાતુલ-અવામ : પેજ-૨૩)

**મસ્અલા :** જીવતું જાનવર સદકહ કરવું ઘણું વધારે સારું છે.

બીમારને બીમારીથી શિફા (તંદુરસ્તી) માટે ઝબહ કરવું જો ફકત અલ્લાહ તઆલાને રાજી કરવા ખાતર હોય તો મુબાહ છે. (એટલે કે તેની ગુંજાઈશ થઈ શકે છે.) પણ તેમાં જીવનો બદલ જીવ હોવાની માન્યતા ન હોવી જોઈએ, બલ્કે જાનવરનું ખૂન વહાવવામાં (ઝબહ કરવામાં) સદકહ કરવાનો હેતુ હોવો જોઈએ. (મસાઈલે શિર્ક વ બિદઅતઃ પેજ-૮૧)

મસ્અલા : બીમારીથી શિફા (તંદુરસ્તી) માટે અલ્લાહપાકથી મન્નત માનવી જાઈઝ છે. પરંતુ એનાથી વધારે સારું એ છે કે મન્નત માન્યા વગર સદકહ-ખયરાત કરવામાં આવે અને અલ્લાહ તઆલાથી તંદુરસ્તીની દુઆ કરવામાં આવે. (આપકે મસાઈલ ઔર...... ભાગ : ૩, પેજ-૪૨૧)

## (૧૧) નમાઝ પઢયા પછી મુસલ્લાનો ખુણો વાળવા વિશે...

મસ્અલો : મુસલ્લા પર અમૂક લોકો નમાઝ પઢયા પછી મુસલ્લાનો એક ખૂણો વાળી નાંખે છે. અને એવું સમજે છે કે આમ ન કરવાથી શૈતાન ઈબાદત કરવા લાગે છે. જયારે કે શૈતાન તો અલ્લાહ પાકની નાફરમાની કરવાવાળો છે. એટલે આવું સમજીને મુસલ્લાનો એક ખૂણો વાળી નાંખવો એક ખોટી માન્યતા છે. (આપકે મસાઈલ ઔરઃ ૧/૩૭૪)

## (૧૩) ''વંદે માતરમ્'' ગીત ગાવા વિશે...

મસ્અલા : કોઈ બાલિગ કે નાબાલિગ મુસ્લિમે એવી કવિતાઓ બોલવી નાજાઈઝ અને હરામ છે કે જેમાં શિર્કિયહ અને કુફ્રિયહ શબ્દો હોય અને ગૈર ઈસ્લામી ક્રિયાઓમાં ભાગ લેવો એ પણ જાઈઝ નથી. (માટે) વાલીઓએ પોતાના બાળકોને એવી સ્કુલોમાં મોકલવાથી બચવું જરૂરી છે. અને જો એવી સ્કુલો સિવાય દુન્યવી શિક્ષણની કોઈ વ્યવસ્થા ન હોય તો પોતાના બાળકોને તેવા કાર્યક્રમમાં ભાગ ન લેવાની તાકીદ કરીને મોકલવામાં આવે અને મુસ્લીમ બાળકો માટે એવા ગીતોના ફરજિયાત હોવા બાબત કાનૂની કાર્યવાહી કરી તેઓને બાકાત કરવામાં આવે. (ઝુબ્દતુલ ફતાવા : ભાગ-૧, પેજ-૯૨)

## (૧૩) મઝાર ઉપર મન્નતો અને મુરાદો માંગવા વિશે...

મસ્અલા : મન્નત એક ઈબાદત છે, માટે અલ્લાહ પાક સિવાય કોઈના નામની મન્નત માનવી ગૈરુલ્લાહની ઈબાદત છ, જે હરામ અને શિર્ક છે. અને શિર્ક કરવાથી નિકાહ તુટી જાય છે. અવલિયાએ કિરામની

કબરો પર જઈને તેઓને રાજી કરવાની નિય્યતથી, તેઓની નઝદીકી પ્રાપ્ત કરવાના હેતુથી પોતાની હાજતો (જરૂરતો) માંગવી અને તેઓના નામની મન્નતો માનવી એ નાજાઈઝ અને હરામ છે.

(દુર્રે મુખ્તાર શામી : ૨/૧૨૮, ઝુબ્દતુલ ફતાવા : ૧/૧૦૦)

## (૧૪) મઝાર ઉપર જઈને શું કરવું જોઈએ ?

**મસ્અલા :** મઝાર (એટલે કે) કબરોની ઝિયારત કરવી મસ્નૂન છે. તેનાથી ઈબરત હાસીલ કરવી, મગફિરતની દુઆ કરવી તેમજ તસ્બીહ, તિલાવત વગેરે કરવું આ બધું જાઈઝ છે. (ફતાવા રહીમિય્યહ : ૧/૪૯૭)

## (૧૫) કબરો પર સજદા બાબતે...

**હદીષ શરીફ :** હઝરત જુન્દુબ (રદી.) ફરમાવે છે. નબી (સલ.)થી મેં સાંભળ્યું છે કે સાંભળો : તમારાથી પહેલાના લોકો પોતાના નબીયો અને વલીયોની કબરો પર સજદહ કરવાની જગ્યા બનાવી લેતા હતા. હું તમોને એનાથી રોકું છું. (કે તમો કબરોને સજદહ કરવાની જગ્યા ન બનાવજો.) (મિશ્કાત શરીફ : પેજ-૧૫૧)

**મસ્અલા :** કબરો પર સજદો કરવું હરામ છે.

(મસાઈલે શિર્ક વ બિદઅત પેજ : ૧૫૦, ૧૫૧)

## (૧૬) નબી (સલ.)ના વસીલાથી દુઆ કરવી...

**મસ્અલા :** અગર કોઈ માણસ અલ્લાહ તઆલાથી વસીલા વગર દુઆ કરે છે તો પણ દુરૂસ્ત છે. અને જો કોઈ વ્યકિત અલ્લાહ તઆલાથી એવી રીતે દુઆ કરે કે "અય અલ્લાહ ! મારી ફલાણી જરૂરત હઝરત મુહંમદ (સલ.)ના તુફેલ (વસીલા) પૂરી ફરમાવી દે તો આ પણ જાઈઝ છે. એને શિર્ક કહેવું ખોટું છે. આવી રીતે પોતે નબી (સલ.)એ (દુઆ માંગવાની) તાલીમ આપી છે. (ફતાવા મહમૂદિયહ : ૧૭/૪૯૯, તિરમિઝી શરીફ : ૧/૯૯, મસાઈલે શિર્ક વ બિદઅત પેજ : ૬૨,૬૩)

પરંતુ એ માટે ખોટી પાબંદીઓ પોતાના તરફથી નક્કી કરી લેવી અને શરીઅતની મુકર્રર કરેલી હદથી બહાર નીકળી જવું નાજાઈઝ છે. હુઝૂર (સલ.)થી વધારે કોનો દરજો હોય શકે અને સહાબાએ કિરામ (રદિ.)થી વધારે કોને હુઝૂર (સલ.)થી મુહબ્બત અને માન હોય શકે. પરંતુ એમણે કદી ઉર્સ કર્યો નથી કે સુખડ કે ગુલાબના પાણીથી કબર

શરીફને ગુસલ આપ્યું નથી. (તેમજ કબર શરીફ પર ફૂલ-નારિયેળ કે ચાદરનો ચઢાવો કર્યો નથી તથા કબર શરીફની સામે સજદો કર્યો નથી.) તો બીજા લોકો માટે આ બધું કરવાની કયાંથી ગુંજાઈશ નીકળી શકે.

(ફતાવા દિનીય્યહ : ૧/૩૩૭)

ફુલ કે ચાદર વગેરે ચઢાવવામાં પૈસાની ફુઝૂલ ખર્ચી થાય છે અને ફુઝૂલ ખર્ચ કરનારાઓને કુર્આન શરીફમાં શૈતાનના ભાઈ કહેવામાં આવ્યા છે અને મર્હૂમને એનો કોઈ ફાયદો (સવાબ) મળતો નથી. એના કરતાં એટલા પૈસા કોઈ ગરીબને સદકાની નિય્યતે આપવામાં આવે તો પણ મર્હૂમને એનો સવાબ મળી જશે. અલ્લાહ તઆલા સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન.

## (૧૭) ઔરતો માટે કબ્રસ્તાન જવા બાબતે :

કબ્રસ્તાન પર જઈને ઝિયારત કરવાની ઓરતો માટે પરવાનગી નથી. જેમકે એનાથી પવિત્ર જગ્યા મસ્જીદમાં જઈને ઈબાદત કરવાની પરવાનગી નથી એવી જ રીતે કબર એટલે કે મઝાર પર જવાની પણ પરવાનગી નથી. (ફતાવા રહીમિય્યહ : ૧/૪૯૭)

## (૧૮) યા રસૂલલ્લાહ, યા અલી, યા ગોસ પાક વગેરે બોલવા વિશે...

મસ્અલા : "યા રસૂલલ્લાહ"નો તરજુમો થાય છે : "અય અલ્લાહના રસૂલ" આના લઈ કોઈ પુરુષ-સ્ત્રી આ માન્યતાથી "યા રસૂલુલ્લાહ" કહે કે હઝરત રસૂલલ્લાહ સ.અ.વ. દરેક જગ્યાએ હાઝિર-નાઝિર છે. માટે મારો અવાજ સાંભળે છે. અથવા હઝરત રસૂલુલ્લાહ સ.અ.વ. આલિમુલ ગૈબ છે. (જયારે કે કુર્આન શરીફમાં ચોખવટ સાથે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : "આસમાનો અને જમીનમાં કોઈ પણ અલ્લાહ સિવાય ગૈબ જાણતું નથી) માટે દૂરથી પણ મારો અવાજ સાંભળે છે તો આવી માન્યતા સાથે (જે તાલીમે કુર્આનના વિરુધ્ધ છે) "યા રસૂલલ્લાહ" કહેવું કુફ્ર અને શિર્ક છે. (આ જ હુકમ યા અલી, યા ગૌસ પાક, યા હુસેન, યા મુશ્કિલ કુશા વગેરેનો છે.)

હા, અગર કોઈ આ શબ્દને દુરૂદની સાથે-સાથે કહે અને એવી માન્યતા રાખે કે ફરિશ્તા આ દુરૂદ શરીફને આપની સમક્ષ રજૂ કરે છે તો એવી માન્યતાની સાથે દુરૂસ્ત છે. કેમકે હદીષ શરીફમાં છે કે ફરિશ્તા

મોમીન બંદાનું દુરૂદ શરીફ આપની ખિદમતમાં રજૂ કરે છે અને ફરીશતાની એક જમાઅત આ ખિદમત પર લાગેલી છે.

(ફતાવા રશીદિય્યહ : ૬૬, ઝુબ્દતુલ ફતાવા : ૧/૧૧૫)

## (૧૯) બાલ મુબારકની ઝિયારત કરવા બાબતે...

મસ્અલા : અગર સહીહ અને આધારભૂત સનદથી સાબિત થઈ જાય કે એ બાલ મુબારક હુઝૂરે પાક (સલ.)ના જ છે. તો એની ઝિયારત અને એનો અદબ લાઝિમ છે અને એનો દીદાર કરવું એ એક ખુશકિસ્મતી છે. અને જે બાલ હુઝૂર (સલ.)ના ન હોય તેને પોતાના તરફથી હુઝૂર (સલ.)ની તરફ નિસ્બત કરવું ઘણી જ સખત વઈદ (ધમકી)નું કારણ છે અને એમ કરવું એ ધોકાબાજી છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. (ફતાવા દીનિય્યહઃ ૧/૧૬૪)

## (૨૦) ૨૭ – રજબ વિશે માન્યતા બાબતે...

મસ્અલા : રજબ માસની ૨૭મી તારીખની રાતને મોટી (ઈબાદતની) રાત માનવી. અને દિવસ (સત્તાવીસમી રજબ)ના રોઝો રાખવો તથા સારું ખાવું બનાવી ખાવું વગેરે કંઈ સાબિત નથી.

(ફતાવા દીનિય્યહ ૧/૨૧૯)

## (૨૧) ૨૨, રજબના કુંડાઓ ભરવાની રસમ...

મસ્અલા : ઈમામ જઅફર રદી.ના નામે કુંડા ભરવાની રસમ (રિવાજ) જે પ્રચલિત છે, તેની કોઈ દલીલ કે પુરાવો નથી. શરીઅતના વિરુધ્ધ છે. કેમકે ૨૨ રજબે ઈમામ જઅફર (રદી.) ન પેદા થયા છે. અને ન તો આ દિવસે એમનો ઈન્તેકાલ થયો છે. આપનો જન્મ આઠ (૮) રમઝાનુલ મુબારક સન હિ. ૮૦ અથવા ૮૩ ના રોજ થયો છે. અને આપની વફાત શવ્વાલ સન હિ. ૧૪૮ ના રોજ થયેલ છે. આમ પણ આ રિવાજથી દૂર રહેવું જોઈએ. ન તો આ રિવાજને અનુસરે અને ન એમાં શામેલ થાય. (ફતાવા મહમૂદિયહ : ૧/૨૨૧, અહસનુલ ફતાવા : ૧/૩૬૮, મસાઈલે શિર્ક વ બિદઅત : પેજ-૧૯૫)

## (૨૨) ખાવું સામે રાખીને ફાતિહા પઢવા વિશે...

મસ્અલા : મય્યતને દરેક નેકીનો સવાબ પહોંચાડવામાં આવે છે. ખાવું, કપડા, અનાજ અને રોકડ રકમ વગેરે જે પણ ગરીબ ફકીરને દેવામાં આવે અને મય્યતને સવાબ પહોંચાડવાની નિય્યત કરી લેવામાં

આવે તો એનો સવાબ મય્યતને પહોંચી જાય છે. એવી જ રીતે કુર્આને કરીમ, નફલ નમાઝ, તસ્બીહ વગેરે પઢીને જબાનથી કહી દેવામાં આવે કે અય અલ્લાહ ! એનો સવાબ મય્યતને પહોંચાડી દે. અલબત્ત ખાવું સામે રાખીને ફાતિહા પઢવું અને એવું અનુમાન કરવું કે આના વગર સવાબ પહોંચશે નહિ. આ સદંતર ખોટી માન્યતા છે. જે કોઈ દલીલથી સાબિત નથી. (રદદૂલ મુહતાર ૨/૨૩૬, ફતાવા મહમૂદિય્યહ : ૩/૬૦, ૬૧)

## (૨૩) નઝર (મન્નત)ની વ્યાખ્યા...

નઝરનો મતલબ છે કોઈ શર્તના આધારે કોઈ ઈબાદત પોતાના ઝિમ્મે કરી લેવી. જેમકે જો મારૂ ફલાણુ કામ થઈ જશે તો હું બે રકા'ત નફલ પઢી લઈશ. અથવા પાંચ રોઝહ રાખીશ વગેરે.

(આપકે મસાઈલ ઔર ૩/૪૧૯, મસાઈલે શિર્ક વ બિદઅત : પેજ-૧૦૬)

## (૨૪) નઝર (મન્નત)ની ચઢાવેલી વસ્તુ વિશે...

મસ્અલા : અલ્લાહ વગર બીજા કોઈની મન્નત માનવું હરામ છે. અને મન્નતની ચઢાવેલી વસ્તુ બકરો, નારિયેળ વગેરે ખાવું પણ હરામ છે. (કુર્આન શરીફ અને શામી ભાગ પહેલામાં ઘણી જ લાંબી વિગતો મૌજૂદ છે.) (ફતાવા દીનિય્યહ ૧/૨૬૦)

## (૨૫) તાવીઝની શરઈ હેસિયત બાબતે...

**(૧) મસ્અલા :** તાવીઝથી અસર થાય છે અને જરૂર થાય છે. પરંતુ એનો અસર અલ્લાહના હુકમથી થાય છે. કોઈને નુકસાન પહોંચાડવા માટે જે તાવીઝ બનાવવામાં આવે છ, એનો હુકમ જાદુના હુકમ જેવો છે. (એટલે કે જાદુની જેમ તે હરામ છે.) આમ કરવું અને કરાવવું હરામ છે. અને ઘણો મોટો ગુનોહ છ, બલ્કે કાફિર થઈ જવાનો પણ ખતરો છે. (આપકે મસાઈલ ઔર...... ૧/૩૫૦)

**(૨) તાવીઝ જાઇઝ હોવાની શર્તો :**

- કોઈ જાઈઝ હેતુ માટે કરવામાં આવે, નાજાઈઝ હેતુ માટે ન હોય.
- એના શબ્દો અને વાકયો કુફ્ર અને શિર્કના શબ્દો કે વાકયો જેવા ન હોય.
- એનો અસર અલ્લાહ તરફથી સમજવામાં આવે.

(આપકે મસાઈલ ઔર...... ૧/૩૫૦)

## (૨૬) કુર્આનની આયતોથી તાવીઝ કરવા વિશે...

મસ્અલા : કુર્આનની આયતોથી તાવીઝ કરવું જાઈઝ છે....કુર્આન શરીફની આયતો પઢીને દમ કરવું (ફૂંક મારવી) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને સહાબએ કિરામ (રદિ.)થી સાબિત છે.

(આપકે મસાઈલ ઔર ૧/૩૫૧, ફતાવા ઉસ્માની ૧/૩૧૦)

## (૨૭) રસૂલુલ્લાહ (સલ.)ના નામ મુબારક પર અંગૂઠાને બોસો આપવા વિશે...

મસ્અલા : રસુલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું નામ મુબારક જયારે પણ આવે તો દુરૂદ શરીફ પઢવું જોઈએ. ફકત “સલ્લલ્લાહુ અલૈહી વસલ્લમ” પણ કહી શકાય છે. અંગૂઠાને બોસો આપવો અને આંખો પર લગાડવું દુરુસ્ત (સહીહ) નથી. કારણ કે આ અમલ સહાબાએ કિરામ (રદી.) તાબિઈન અને તબ્એ તાબિઈનથી સાબિત નથી. (સવાલ-જવાબ : ૩/૬૯)

મસ્અલા : મોઅઝ્ઝીનના “અશહદુ અન્ન મુહમ્મદ” કહેતી વખતે શહાદતની આંગળીનો ઉપરના ભાગનો બોસો લઈને આંખો પર ફેરવવું દુરુસ્ત નથી. (મુખ્તસર મકાસિદુલ હસનહ : ૩૮૨, ફતાવા અ. હય્ય : પેજ-૧૦૦, સવાલ જવાબ પેજ-૬૯)

## (૨૮) કુર્આન પડી જવા બદલ અનાજ આપવા વિશે..

મસ્અલા : કુર્આન શરીફના વજન બરાબર અનાજ આપવું (જે કુર્આન શરીફ પડી જવાની સૂરતમાં) લોકોમાં મશહુર (પ્રચલિત) છે, તે સહીહ નથી. હઝરત થાનવી રહ. એ મના લખ્યું છે. તૌબા-ઈસ્તિગફાર કરવું જ પૂરતું છે. (ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.)

(ફતાવા દીનીય્યહ ૧/૧૯૩, સવાલ-જવાબ : ૩/૧૯)

## (૨૯) કુર્આને પાકને ચૂમવા, માથે મૂકવા વિશે :

મસ્અલા : કુર્આન પાક અલ્લાહપાકનું કલામ છે. એનો અદબ એહતેરામ, દરેક મુસલમાન પર લાઝિમ છે. જેથી તિલાવત પહેલા કે પછી અદબ, એહતેરામ કે મુહબ્બતના લઈ એને ચૂમવામાં આવે તો મના નથી, જાઈઝ છે. હઝરત ઉમર (રદી.)થી કુર્આને પાકને એહતેરામ અને મુહબ્બત સાથે બોસો દેવો સાબિત છે. (ફતાવા દીનીય્યહ ૧/૧૯૨, ફતાવા ઉસ્માની ૧/૨૧૭)

## (૩૦) જાદૂના ઉપાય માટે ભૂવા પાસે જવા બાબતે...

**મસ્અલા :** પ્રથમ તબક્કામાં મુસ્લિમ આમિલોથી જાદૂનો ઈલાજ કરાવવો જોઈએ. જો સફળતા ન મળે તો મજબૂરીના દરજામાં કોઈ ગૈર મુસ્લિમ પાસે એ રીતે ઈલાજ કરાવી શકાય કે જે કંઈ અમલ કરવાનો હોય તે ગૈર મુસ્લિમ જ કરે. જાદૂગ્રસ્ત મુસલમાનને કોઈ વસ્તુ ખાવી, પીવી, બાંધવી અને બોલવી ન પડે.

(ફતાવા મહમૂદિય્યહ : ૧૭/૩૪૭, ઝુબ્દતુલ ફતાવા : ૭૧/૩૪૨)

## (૩૧) આત્મહત્યા કરવા બાબતે...

**હદીષ શરીફ :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ (પુરુષ-સ્ત્રી) કોઈ પહાડ પરથી પોતાની જાતને ફેંકી દે તો તે જહન્નમની આગમાં હંમેશા પોતાની ઝાતને એવી જ રીતે ઉંચાઈ પરથી ફેંકતો રહેશે. અને જે માણસ ઝેર પી લઈને પોતાની જાતને ખતમ કરી નાંખે તો એનું ઝેર એના હાથમાં હશે અને તે જહન્નમની આગમાં હંમેશા એના ઘૂંટડા પીતો રહેશે. અને જે માણસ કોઈ લોખંડ (ની બનેલી વસ્તુ)થી પોતાની ઝાતને કતલ કરી નાંખે (મારી નાંખે) તો તે લોખંડની વસ્તુ એના હાથમાં હશે. જેના વડે જહન્નમની આગમાં તે હંમેશા પોતાના પેટને ચીરતો રહેશે. (બુખારી શરીફ)

**મસ્અલો :** આત્મ હત્યા કરવી ઈસ્લામ ધર્મમાં હરામ છે. કોઈ પણ સંજોગોમાં જાઈઝ નથી. એટલે સુધી કે કોઈ બીમારી, તકલીફ અથવા મુસીબતના લઈ કંટાળી જઈને મરી જવાની ઈચ્છા કરવી અથવા મૌતની દુઆ કરવાથી પણ મના કરવામાં આવ્યું છે. તો આત્મહત્યા કરવી તો કેવી રીતે જાઈઝ થઈ શકે છે. (સવાલ-જવાબ : ૩/૨૨૭)

**હદીષ શરીફ :** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોઈ (પુરુષ-સ્ત્રી) કોઈ મુસીબત (તકલીફ) પહોંચી જવાના લીધે મરી જવાની ઈચ્છા ન કરે. હા ! જો તકલીફ અને મુસીબત વધારે થઈ જાય તો એ પ્રમાણે દુઆ માંગે કે “અય અલ્લાહ ! મને ત્યાં સુધી જીવતો રાખજે જયાં સુધી જીવન મારા માટે લાભદાયક હોય અને જયારે મોત મારા માટે યોગ્ય હોય તો મને મૌત નસીબ કરી દેજે. (તિરમીઝી શરીફ)

## (૩૨) આત્મહત્યા કરનારની નમાઝે જનાઝહ વિશે...

મસ્અલા : આત્મહત્યા કરનારની નમાઝે જનાઝહ સહીહ છે. જેમકે અલ્લામહ હસ્કફી (રહ.) ફરમાવે છેઃ જે માણસ પોતાની જાત ને જાણી જોઈને કતલ કરી દે, મારી નાંખે તો એને ગુસલ દેવામાં આવશે અને એની નમાઝે જનાઝહ પણ પઢવામાં આવશે. અને આ મસ્અલા મુજબ ફતવો પણ છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિદલ મુહતાર : ૧/૮૧૫, સવાલ-જવાબ : ૩/૨૨૮)

## (૩૩) આત્મહત્યા કરનારના જીવ બાબતે...

મસ્અલા : અમૂક લોકોની એવી માન્યતા છે કે જો કોઈ (પુરુષ-સ્ત્રી) આત્મહત્યા કરીને મરી જાય તો તેનો જીવ (આત્મા) ભટકતો રહે છે. જયારે કે હકીકત એ છે કે આવી માન્યતા સદંતર ખોટી માન્યતા છે. (અગ્લાતુલ અવામ : પેજ-૨૭)

## (૩૪) પંદરમી શા'બાન (શબે બરાત)ના આ'માલ...

મસ્અલા : શરીઅતમાં શબે બરા'તની એટલી સાબિતી મળે છે કે પંદરમી શા'બાનના રાત-દિવસ આ મહિનાના ઘણા બરકતવાળા છે. આપણા પ્યારા નબી (સલ.)એ મદીના મુનવ્વરહના કબ્રસ્તાનમાં તશરીફ લઈ જઈને મર્હુમો માટે બખ્શીશની દુઆ ફરમાવી છે. તો અગર આ તારીખે મર્હુમોને કઈ બખ્શી દેવામાં આવે કુર્આન શરીફ પઢીને અથવા રોકડ રકમ સદકહ ખૈરાત કરીને અથવા ફકત બખ્શીશની દુઆ કરીને, તો આમ કરવું સુન્નત તરીકા મુજબ છે. (બેહિશ્તી ઝેવર : ૬/૬૧, નિઝામુલ ફતાવા : ૧/૧૭૪, મસાઈલે શિર્કો-બિદઅત પેજ-૨૨૩)

## (૩૫) પંદરમી શા'બાનના હલવો બનાવવા વિશે તહકીક..

મસ્અલા : શબે બરાતમાં હલવો બનાવવાનો શરીઅતમાં કોઈ સુબૂત નથી. (અહસનુલ ફતાવા : ૧/૩૮૫, મસાઈલે શિર્ક વ બિદઅત : પેજ-૨૨૪)

તહકીક : લોકોમાં એવું પ્રચલિત છે કે હઝરત નબીએ અકરમ (સલ.)ના મુબારક દાંત જયારે શહીદ થયા હતા ત્યારે આપ (સલ.) એ હલવો બનાવીને ખાધો હતો. દાંત મુબારક શહીદ થવાની વાત યોગ્ય છે. પણ "હલવો બનાવીને ખાધેલો હતો" આ વાકય અયોગ્ય છે, જે લોક વાયકા છે. અને આ પ્રકારની માન્યતા રાખવી જાઈઝ નથી. બીજી

વાત એ છે કે આ (દાંત મુબારક શહીદ થવાનો) બનાવ શવ્વાલ મહિનામાં બનેલો છે.

આના લઈ પંદરમી શા'બાન સાથે આવા કિસ્સાને જોડી દઈને એક રિવાજ બનાવી લેવું કેવી રીતે યોગ્ય થઈ શકે છે ? જે ખરેખર વિચારવા જેવી વાત છે.

આ પણ પ્રચલિત છે કે હઝરત અમીરે હમઝહ (રદિ.)ની શહાદત આ દિવસે થયેલ છે. અને આ હલવો બનાવવું તેમનો ફાતેહા છે. આ વાત પણ બેબુનિયાદ છે. કેમકે અમીર હમઝહ (રદિ.)ની શહાદતનો કિસ્સો પંદરમી શા'બાને નહિં, બલ્કે શવ્વાલ મહિનામાં થયેલો છે. અલ્લાહપાક ગૈર શરઈ વાતોથી સૌની હિફાઝત ફરમાવે. આમીન. (સીરતુલ મુસ્તફા, ઈદ્રીસી : ૨/૨૦૯, ફત્હુલ બારી : ૭/૨૮૧, અગ્લાતુલ અવામ : પેજ-૧૯)

## (૩૬) પંદરમી શા'બાન વિશે હદીસ શરીફથી ત્રણ વાતો...

મસ્અલા : હદીષ શરીફથી ત્રણ વાતો સાબિત છે. જેને સુન્નત તરીકા મુજબ અદા કરવું સવાબ અને બરકતનો ઝરીયો છે.

- પંદરમી શા'બાને કબ્રસ્તાન જઈને મર્હુમો માટે દુઆ, ઈસ્તિગ્ફાર અને સદકહ ખયરાત કરીને સવાબ પહોંચાડવું.
- પંદરમી શા'બાનની રાત દરેક જાતના રસમ-રિવાજને ત્યજી દઈને ઈબાદતમાં ગુજારવી.
- પંદરમી શા'બાને દિવસમાં રોઝહ રાખવો.

## (૩૭) દસમી મુહર્રમ વખતે શરબત પીવડાવવા વિશે...

દસમી મુહર્રમના દિવસે જે લોકો શરબતનો ખાસ બંદોબસ્ત કરવાને મહત્વતા આપે છે. ઘણા લોકો એના માટે ચંદો પણ કરતા હોય છે. આ પ્રકારનો અમલ અને એના માટેની પાબંદી સાબિત નથી. અને એમાં એક આ ખોટી માન્યતા પણ દાખલ છે કે હઝરત ઈમામ હુસેન (રદી.) વિશે પ્રચલિત છે કે તેમને તરસ્યા હોવાની હાલતમાં શહીદ કર્યા હતા અને આ શરબત એમની પાસે પહોંચીને એમની તરસ ખતમ થવાનો ઝરીયો બને છે. આ માન્યતાની ઈસ્લાહ કરવી જરૂરી છે. કેમકે આ શરબત ન એમની પાસે પહોંચે છે અને ન એમને આવી જરૂરત છે. (પરંતુ અલ્લાહપાકે એમને શ્રેષ્ઠ જન્નતમાં દાખલ કરેલ છે. જેની સામે દુનિયાના શરબતની

કોઈ કિંમત નથી.) (ફતાવા મહમૂદિયહ ભાગ-૩, પેજ-૨૭૮)

## (૩૮) સગર્ભા સ્ત્રીના સાતમા મહિનાની વિધિ વિશે...

સગર્ભા સ્ત્રીના સાતમા મહિના વખતે એક ખાસ રંગનો ડ્રેસ પહેરાવવો અને એના ખોળામાં મીઠાઈ રાખવી, ફળ-ફ્રુટ, નારિયેળ વગેરે રાખવું અને એ પ્રસંગે ખાવાની દાવત રાખવી, સંબંધીઓએ ભેગા થઈને મુસાફહ કરવો અને પૈસાનું લેવડ-દેવડ કરવું વગેરે વગેરે ગૈર ઈસ્લામી રીત-રિવાજ છે. બલ્કે એમાં અમુક કાર્યો હિંદુ ધર્મ અનુસાર છે. જેથી એનાથી તૌબા-ઈસ્તેગફાર કરવું જરૂરી છે. એને બિલકુલ ત્યજી (છોડી) દેવું જોઈએ. (ખુલાસો ફતાવા મહમૂદિયહ : ભાગ-૩, પેજ-૨૮૫, ૨૮૬)

## (૩૯) મકાનના પાયામાં બકરાનું લોહી નાંખવા વિશે...

**મસ્અલા :** આજકાલ જયારે કોઈ માણસ મકાન બનાવવા માટે પાયો ખોદે છે તો એ વખતે અલા-બલાથી સુરક્ષિત રહેવા ખાતર બકરો ઝબહ કરીને એનું લોહી નાંખે છે અને ગોશ્ત સબંધીઓ અને ફકીરોમાં વહેંચી દે છે. જયારે કે આ અમલની ઈસ્લામ ધર્મમાં કોઈ પણ જાતની ગુંજાઈશ (છુટછાટ) નથી. બલ્કે આ તો હિંદુઓ અને મૂર્તિઓ પૂજવાવાળાઓનો અકીદો છે. (અહસનુલ ફતાવા : ૮/૨૨૮)

## (૪૦) ઘર સામે ચકલીઓ ઉડવાથી શુકન-અપશુકન લેવા વિશે

**મસ્અલા :** પોતાની સામે ચકલીઓના ટોળાના ચરવાથી, ઊડવાથી કે ચીં-ચીં કરવાથી કોઈ નેક ફાલી (શુકન) કે બદફાલી (અપશુકન) લેવું જાઈઝ નથી. આવી રીતે નેક ફાલી કે બદફાલી ઈસ્લામ પૂર્વે અજ્ઞાનતા અને અંધશ્રધ્ધાના યુગની એક રસમ છે. જે પાયાહિન અને બાતિલ છે.

(મિરકાત : ૯/૨)

**હદીષ શરીફ :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે મેં હઝરત નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ફરમાવતા સાંભળ્યું કે : પક્ષીઓ વગેરેના ઊડવાથી નેક ફાલી (શુકન) કે બદફાલી (અપશુકન) લેવાનો કોઈ એતેબાર નથી. (મિશ્કાત શરીફ : ૩૯૧, ઝુબ્દતુલ ફતાવા : ૧/૪૧૮)

## (૪૧) ગૈરમુસ્લિમોના ધાર્મિક રીતરિવાજમાં ભાગ લેવા બાબતે

**મસ્અલા :** કોઈ પણ ખુશીના પ્રસંગે ગૈર મુસ્લિમોની ધાર્મિક પ્રવૃત્તિ અને ક્રિયાઓમાં શરીક થવું અને મુર્તિઓને ફુલહાર કરવો, તેની

સામે અગરબત્તિ કે દિવો પ્રગટાવવો એ તદ્દન નાજાઈઝ અને હરામ છે. કુર્આન-હદીષમાં આવા ધાર્મિક મેળ મિલાપની મનાઈ આવેલી છે. જો મજકૂર (ઉપરોક્ત) ધાર્મિક વિધિઓ મુર્તિના માન-સન્માનના ઈરાદા અને હેતુથી કરવામાં આવશે તો મુસલમાન ઈમાનથી નીકળી જશે. તેણે ફરીથી કલિમહ પઢી, તવબહ, ઈસ્તિગફાર કરી ઈમાનમાં દાખલ થવું પડશે. અને વિવાહિત હોય તો ફરીથી નિકાહ પઢવા પડશે. (ફતાવા આલમગીરી-૨, પેજ-૨૭૭, મજમઉલ ફતાવા : ૨, પેજ-૨૩૦, ઝુબ્દતુલ ફતાવા-૧, પેજ-૧૦૧)

## (૪૨) ગૈરમુસ્લિમોના ધાર્મિક કાર્યક્રમોને જોવા જવા બાબતે

મસ્અલા : ગૈર મુસ્લિમોના ધાર્મિક કાર્યક્રમો (જેમ કે દિવાળી, હોળી, ધુળેટી અને ઉત્તરાયણ વગેરે)માં શરીક થવું કોઈ પણ સંજોગે જાઈઝ નથી. અને આવા મઝહબી (ધાર્મિક) કાર્યક્રમ (જેમકે ગરબા વગેરે)માં તમાશા રૂપે (એટલે કે જોવા જવા માટે) પણ શામેલ ન થવું જોઈએ. અને જો આવા કાર્યક્રમો અને ધાર્મિક વિધીઓને સારી સમજીને અને માન-સન્માનની નજરે શામિલ થશે અને જોવા જશે તો ઈમાન બરબાદ થવાનો ભય છે. (ઝુબ્દતુલ ફતાવા-૧, પેજ-૧૦૨)

## (૪૪) નવમી-દસમી મુહર્રમના આ'માલ વિશે...

મસ્અલા : મુહર્રમની નવમી-દસમી તારીખે રોઝહ રાખવો મુસ્તહબ છે. એવી જ રીતે દસમી અને અગ્યિારમી તારીખે પણ રોઝહ રાખવો સહીહ છે. અને દસમી તારીખે ઘરમાં બીજા દિવસો કરતાં સારું અને વધુ ખર્ચવાળું ખાવું પકાવીને બાલ-બચ્ચાઓને ખવડાવવું એ પણ મુસ્તહબ છે. અને ગરીબોને ખવડાવીને પોતાના મર્હુમોને ઈસાલે સવાબ કરવો એ પણ સવાબનું કામ છે.

પરંતુ ખાસ દસમી મુહર્રમે ખવડાવી ઈસાલે સવાબ કરવાની બીજા દિવસો કરતાં કોઈ વિશેષ ફઝીલત અને વધુ સવાબની માન્યતા ન રાખવી જોઈએ.

હદીષ શરીફ : હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું રમઝાન મહિનાના રોઝહ પછી સૌથી શ્રેષ્ઠ રોઝહ મુહર્રમ મહિનાનો રોઝહ રાખવું છે. (મિશ્કાત શ. પેજ ૧૭૮)

હદીષ શરીફમાં છે કે જે માણસ આશૂરાના દિવસે બાલ-બચ્ચાઓને ખવડાવવામાં છુટછાટ અને વધુ ખર્ચ કરશે તો અલ્લાહ તઆલા તે પૂરા

વર્ષ દરમ્યાન તેની રોઝીમાં બરકત અને છૂટછાટ અતા ફરમાવશે.

(ઝુબ્દતુલ ફતાવા : ૧/૪૨૯)

## (૪૪) કામ પુરું થવા પહેલા મન્નત અદા કરવા વિશે...

મસ્અલા : અલ્લાહ તઆલાના નામની મન્નત માનવી જાઈઝ છે અને કામ પુરુ થયા પછી મન્નત પૂરી કરવી લાજીમ છે. પહેલા નહી, અને કામ પુરુ થવા પહેલા તે મન્નત પૂરી કરવી સહીહ પણ નથી. અગર મન્નત પહેલા પૂરી કરી લીધી અને કામ પછી પુરુ થયું તો કામ થઈ જવા પછી ફરીવાર તે મન્નતને પૂરી કરવી લાજીમ છે. (આપકે મસાઈલ ઔર : ૩/૪૨૫, ફતાવા રશીદીયહ : પેજ-૫૪૭)

## (૪૩) લોકમૂખે પ્રચલિત અમુક ખોટી માન્યતા બાબતે...

- કાતર ખાલી ચલાવવાથી મા-બાપ વચ્ચે લડાઈ-ઝઘડો થાય છે.
- હાથ-પગ હલાવવાથી એના પર શૈયતાન બેસીને હિંચકો ખાય છે.
- કોઈ બે વ્યકિતનું માથું અથડાઈ જાય અને તરત જ થૂંકે નહિ તો બન્નેવની મા-મરી જાય છે.

મસ્અલા : આ અને આ પ્રકારની બીજી વાતો (ની કોઈ હકીકત) શરીઅતમાં સાબિત નથી. એક વહેમ છે જે જાહિલિય્યત (અજ્ઞાનતા)ના યુગમાં હતો. અને આજે પણ ગૈર કોમમાં પ્રચલિત છે. અને ત્યાંથી આપણા સમાજમાં આવી ગઈ છે. ઈસ્લામ ધર્મ આ પ્રકારની વાતોથી સખ્તાઈ પૂર્વક રોકે છે. (સવાલ-જવાબ : ૩/૮૯)

## (૪૫) ''હમણાં તમોને યાદ કર્યા હતા, તમારી ઉંમર લાંબી છે'' કહેવા વિશે...

મસ્અલા : આપણે કોઈ માણસની વાત કરી રહ્યા હોય અને તે માણસ હાજર થઈ જાય. તો એમ કહેવામાં આવે છે કે "હમણાં તમારી જ વાત થતી હતી અને તમે આવ્યા, તમારી ઉંમર લાંબી છે. આવી માન્યતા રાખવી બેબુનિયાદ અને લોક-વાયકા છે. અલ્લાહપાક વધુ જાણનાર છે. (ફતાવા દીનીય્યહ ૧/૨૧૬, મસાઈલે શિર્ક વ બિદઅત પેજ-૯૯)

## (૪૬) અમૂક વહેમી વાતો વિશે...

- અસરની અઝાન પછી કચરો નહીં વાળવો જોઈએ. નહિંતર મુસીબતો ઉતરે છે.

- ચપ્પલની ઉપર ચપ્પલ નહીં રાખવી જોઈએ.
- પલંગ પર ચાદર લંબાઈ વાળી તરફ ઉભા રહીને બિછાવવી જોઈએ નહિં.
- રાત્રે માથાના વાળ નહીં ઓળવા જોઈએ.
- મંગળવારે નખ અને વાળ નહીં કાપવા જોઈએ.
- ખાવું ખાઈને કચરો નહીં વાળવો જોઈએ, નહિંતર રોઝી ઉડી જતી રહે છે.

**મસ્અલા :** આ પ્રકારની વાતોની કોઈ દલીલ કે પુરાવો નથી. બલ્કે વહેમ છે. જેની શરીઅતમાં પરવાનગી નથી.

(આપકે મસાઈલ ઔર : ૧/૩૬૨)

## (૪૮) ઈસ્તેખારહ બાબતે ખોટી માન્યતાઓ...

**મસ્અલા :** ઈસ્તેખારહમાં જરૂરી વસ્તુ બે રકાત અને ઈસ્તેખારહની દુઆ છે. એ સિવાય જે કંઈ પ્રચલિત છે, રાત્રે ઈસ્તેખારહ પછી સૂઈ જવું, તેમજ સપનું જોવું વગેરે બિલકુલ જરૂરી નથી. આ બધું લોકવાયકા છે. હા, એ શકય છે કે અમૂક વખતે ઈસ્તેખારહનો અસર સપના રૂપે જાહેર થાય છે. પણ એવું થવું જરૂરી નથી.

**મસ્અલા :** રાતનો વખત હોવો ઈસ્તેખારહ માટે જરૂરી નથી. આ ફકત લોકોમાં પ્રચલિત એક રિવાજ છે. ઈસ્તેખારહની નમાઝ પછી ન સુવું જરૂરી છે, અને ન તો રાત હોવી જરૂરી છે, કોઈ પણ સમયે જેમકે ઝોહર વખતે બે રકા'ત પઢી લે અને થોડી વાર માટે દિલની બાજુ ધ્યાન રાખીને બેસે.

**મસ્અલા :** અમૂક લોકો નવું કામ કરવા માટે દરેક હાલતમાં ઈસ્તેખારહ કરવાનું કહી દે છે. આ પણ સહીહ નથી.

(અગ્લાતુલ અવામ : પેજ - ૧૧૩, ૧૧૪)



# (૨) ઈસ્લામી સંસ્કાર

## (૧) સલામ કરવાની મહત્વતા શરીઅતમાં...

ઈસ્લામ ધર્મમાં સલામને ઘણી મહત્ત્વતા આપી છે. કુર્આને મજીદમાં તેને પયગમ્બરનો અમલ બતલાવ્યો છે કે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામએ પોતાના મહેમાનોને સલામ કરી. (સુરએ ઝારીયાત) અને મુસલમાનોને તાલીમ દેવામાં આવી કે જયારે તમે ઘરમાં જાવો તો સલામ કરો. (સુરએ નૂર) અને જયારે તમોને સલામ કરવામાં આવે તો એ જ પ્રમાણે શબ્દોથી જવાબ આપો. અથવા એનાથી વધારે સારા શબ્દોથી જવાબ આપો. (સુરએ નિસાઅ)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હઝરત આદમ અલયહિસ્સલામને પેદા કરવા પછી, સૌથી પહેલા એમને જે આદેશ આપવામાં આવ્યો તે પણ આ જ હતો કે ફરિશ્તાઓને સલામ કરો અને તેમનો જવાબ સાંભળો. એ જ સલામ અને જવાબ બધા જ મોમિન બંદા-બંદીઓ માટે રહેશે. (બુખારી, મુસ્લિમ શરીફ : ૨/૯૧૯)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ સલામને આપસમાં પ્રેમ-ભાવના અને મુહબ્બત વધવાનો ઝરીયો બતલાવ્યો છે.

(મુસ્લિમ શરીફ : ૨/૨૧૩, હલાલ હરામ : પેજ : ૪૧૨)

## (૨) સલામ કરવા પર સવાબ હદીષની રોશનીમાં...

હદીષ શરીફ : હઝરત ઈમરાન ઈબ્ને હુસેન (રદિ.)થી રિવાયત છે કે એક માણસ નબી (સલ.)ની પાસે આવ્યો અને "અસ્સલામુ અલયકુમ" કહ્યું, આપ (સલ.)એ જવાબ આપ્યો. પછી તે માણસ બેસી ગયો. આપ (સલ.)એ ફરમાવ્યું : તેના માટે દસ નેકીનો સવાબ છે. (એ) પછી બીજો માણસ આવ્યો. એણે "અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહ" કહ્યું. આપ (સલ.)એ જવાબ આપ્યો, પછી તે માણસ બેસી ગયો. આપ (સલ.)એ ફરમાવ્યું : તેના માટે વીસ નેકીનો સવાબ છે. થોડીવાર પછી ત્રીજો માણસ આવ્યો. એણે "અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વબરકાતુહૂ" કહ્યું, આપ (સલ.)એ જવાબ આપ્યો. પછી તે માણસ બેસી ગયો. આપ (સલ.)એ ફરમાવ્યું : તેના માટે ત્રીસ નેકીનો સવાબ છે.

(મિશ્કાત શરીફ પેજ : ૩૯૮, તિરમિઝી ૨/૯૯)

હદીસ શરીફ : એક રિવાયત આ પ્રમાણે પણ છે કે (એ પછી) બીજો માણસ આવ્યો. એણે અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વબરકાતુહૂ વ મગ્ફિરતુહ" કહ્યું : આપ (સલ.)એ ફરમાવ્યું : એના માટે ચાલીસ નેકીનો સવાબ છે. (મિશ્કાત શરીફ પેજ : ૩૯૮)

## (૩) સલામ કરવી ઘરવાળા માટે બરકતનો ઝરીયો...

હદીષ શરીફ : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : બેટા ! જયારે તું ઘરમાં દાખલ થાય ત્યારે સલામ કર્યા કર. તે તારા માટે અને તારા ઘરવાળા માટે બરકતનો ઝરીયો બનશે.

(તિરમિઝી : ભાગ-૨, પેજ-૯૯, મિશ્કાત શરીફ : પેજ-૩૯૯)

## (૪) વાત શરૂ કરતા પહેલા સલામ કરવા બાબતે...

હદીષ શરીફ : હઝરત જાબિર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : વાત શરૂ કરતા પહેલા સલામ કરો.

(તિરમિઝી શરીફ : ભાગ-૨, પેજ-૯૯)

## (૫) કોણ કોને સલામ કરે ?...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : સવાર વ્યકિત ચાલનારને સલામ કરે અને ચાલનાર બેઠેલાને સલામ કરે અને થોડા લોકો વધારે લોકોને સલામ કરે. (મિશ્કાત શરીફ : ૩૯૭)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : નાનો મોટાને સલામ કરે અને ચાલનાર બેઠેલાને સલામ કરે. અને થોડા લોકો વધારે લોકોને સલામ કરે. (મિશ્કાત શરીફ પેજ : ૩૯૭)

## (૬) મુસાફહ કરવા વિશે શરઈ તાલીમ...

મુસાફહ હાથને હાથથી મીલાવવાનું નામ છે. મુસાફહ કરવો રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતોમાંથી છે. આપ (સલ.)એ મુસાફહને મુલાકાતને સંપૂર્ણ કરનાર જણાવ્યો છે. (તિરમીઝી શરીફ) પોતે રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક અમલ પણ મુસાફહ કરવાનો હતો. હઝરત અબૂઝર (રદિ.) ફરમાવે છે કે જયારે પણ મેં આપ (સલ.)થી મુલાકાત કરી. ત્યારે આપ (સલ.)એ જરૂર મારાથી મુસાફહ કર્યો. (અબૂદાવૂદ શરીફ) એક રિવાયત આ પ્રમાણે છે કે મુસાફહ કરવાથી આપસમાં દિલોમાંથી કીનો-કપટ-ખોટ દૂર થઈ જાય છે. (મિશ્કાત શરીફ, હલાલ વ હરામ પેજ : ૪૧૬)

## (૭) મુસાફહ કરવાનો સવાબ હદીસની રોશનીમાં...

હદીષ શરીફ : હઝરત નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : જો કોઈ બે મુસલમાન વ્યકિત આપસમાં મુલાકાત કરે અને મુસાફહ (પણ) કરે. તો બન્નેવના જુદા થવા પહેલા-પહેલા અલ્લાહપાક બન્નેવની મગ્ફિરત (બખ્શીશ) ફરમાવી દે છે. (તિરમીઝી, ભાગ-૨, પેજ-૧૦૨, મિશ્કાત પેજ : ૪૦૧)

## (૮) મુસાફહ કેવી રીતે કરવો જોઈએ ?

હદીષ શરીફ : રસૂલે કરીમ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જયારે બે મુસલમાન (સ્ત્રીઓ અથવા પુરુષો) પરસ્પર મળે છે. (એટલે કે મુસાફહ કરે છે) તો અલ્લાહ તઆલા એમના ગુનાહ માફ કરી દે છે. મુસાફહ માટે વધારે ઉત્તમ તરીકો એ છે કે બન્ને હાથથી કરવામાં આવે. અને એક હાથથી પણ કરી શકાય છે. બન્ને તરીકા હદીષોથી સાબિત છે.

(સવાલ-જવાબ, ભાગ-૩, પેજ-૧૮૨)

## (૯) મુસાફહ કરતી વખતે દુઆ પઢવા વિશે...

મુસાફહ કરવાનો સમય મુલાકાતની શરૂઆતમાં હોય છે. એ પ્રમાણે કે પહેલા સલામ કરવામાં આવે પછી મુસાફહ કરે. એ વખતે એકબીજાને "યગ્ફિરૂલ્લાહુ લના વલકુમ" ના શબ્દોથી દુઆ આપવાની પણ તાલીમ છે. (હલાલ વ હરામ પેજ-૪૧૬)

## (૧૦) મુસાફહ કરતી વખતે અંગૂઠો દબાવવા વિશે...

મસ્અલા : મુસાફહ સમયે અંગૂઠો દબાવવાની વાત બેબુનિયાદ છે. અને એ હદીસ કે "અંગૂઠામાં મુહબ્બતની નસ હોય છે" મનઘડત છે. (લોકવાયકા છે.) (હુસ્નુલ અઝીઝ : ૪/૨૩૬, અગ્લાતુ-લ-અવામ : પેજ-૨૩૫)

## (૧૧) પુરુષ-સ્ત્રીનું પરસ્પર મુસાફહ કરવા વિશે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : પોતાના માથામાં સોય દાખલ કરવી વધારે સારું છે એનાથી કે એવી સ્ત્રીને હાથ લગાડે જે એના માટે હલાલ ન હોય. (તબરાની-બયહકી)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હાથ પણ ઝિના કરનાર (વ્યભિચારી) છે. હાથનો ઝિના (પારકા પુરુષ-સ્ત્રીનું) એકબીજાને પકડવું છે. (બુખારી શરીફ)

## રસૂલુલ્લાહ (સલ.)નો પવિત્ર અમલ :

રસૂલુલ્લાહ (સલ.) પણ પોતે સ્ત્રીઓથી મુસાફહ ફરમાવતા ન હતા. બલ્કે અગર કોઈ સ્ત્રી દરખાસ્ત કરતી તો પણ આપ (સલ.) સાફ મના ફરમાવી દેતા હતા. જેમકે મુઅત્તા ઈમામ મુહંમદની રિવાયતમાં આનો ઉલ્લેખ છે.

મસ્અલા : એટલે જ દરેક પુરુષ-સ્ત્રી માટે પણ આ જ હુકમ છે કે કોઈ ગેર મહરમથી મુસાફહ કરવો (હાથ મિલાવવું) જાઈઝ નથી. ભલે ને તે સંબંધી જ કેમ ન હોય. જેમકે કાકા, મામા, ફુઆ અને માસા વગેરેના છોકરા (એટલે કે પિત્રાઈ ભાઈઓ) દિયર, બનેવી વગેરે, ખુલાસો એ કે દરેક એવા સંબંધી જેનાથી પર્દો કરવો જરૂરી છે. એમનાથી કોઈ પણ સંજોગે મુસાફહ કરવું (હાથ મિલાવવું) જાઈઝ નથી.

(ફિકહુલ મુઆમલાત : ૩/૮૪, ૮૫)

## (૧૨) ખાસ-ખાસ દિવસો (ઈદ વગેરે)માં મુસાફહ કરવા વિશે

હઝરત મવ.અશરફ અલી થાનવી (રહ.)નો અમલ :-

મસ્અલા : હઝરત મવ. અશરફ અલી થાનવી (રહ.)નો ઈરશાદ છે કે ઈદના દિવસે મુસાફહ કરવામાં હું શરૂઆત કરતો નથી. પરંતુ બીજા વ્યકિતની દરખાસ્ત પર કરી લઉં છું.

જેમકે હઝરત થાનવી (રહ.)ના અમલથી જણાય છે કે હઝરત (રહ.)એ પોતાના અમલથી બતાવ્યું કે અગર કોઈ મુસાફહ કરવા માટે હાથ ફેલાવે તો પોતાનાં હાથ રોકી લઈને બીજાના દિલને તકલીફ પહોંચવાનો ઝરીયો ન બને. ખોટા વિચાર, ગીબત, શિકાયત અને નફરતનો મૌકો ન આપે. કેમકે આજના યુગમાં થોડી-થોડી વાતમાં ઝઘડા થઈ જાય છે. એ જ કારણે લોકોના મિજાઝમાં બગાડનો લેહાઝ રાખીને મુસાફહ કરી લેવો જોઈએ. સાથે સાથે નિય્યત એવી રાખે કે કોઈ મકબૂલ બંદાનો હાથ લાગી જાય અને નજાતનો ઝરીયો બની જાય. (અગ્લાતુલ અવામ : પેજ-૨૩૬)

## (૧૩) શુક્રીયા અદા કરવાનો તરીકો...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જેના પર કોઈ એ એહસાન (એટલે કે સારો વર્તાવ) કર્યો હોય તો તે અહેસાન કરનારને "જઝાકલ્લાહુ ખયરા" કહી દે તો (એવું સમજો કે) એણે તેના ખૂબ જ

વખાણ કરી નાંખ્યા. (તિરમિઝી - ૨/૨૩)

મસ્અલો : કોઈ માણસના એહસાન (સારા વર્તાવ)નો શુકીયા અદા કરવા માટે શરીઅતમાં "જઝાકલ્લાહુ ખયરા" કહેવાની તાલીમ આપેલ છે. (આપકે મસાઈલ ઔર, ભાગ : ૮, પેજ : ૧૦૪)

## (૧૪) તકબ્બુર (ઘમંડ) શરીઅતની રોશનીમાં...

હદીષ શરીફ : હઝરત નબીએ અકરમ (સ.વ.અ.)એ ફરમાવ્યું : જે માણસના દિલમાં એક રાયના દાણા જેટલું ઈમાન હશે તે જહન્નમમાં દાખલ થશે નહીં. અને જે માણસના દિલમાં એક ના દાણા બરાબર તકબ્બુર (ઘંમડ) હશે તે જન્નતમાં દાખલ નહીં થઈ શકે. (મિશ્કાત, પેજ : ૪૩૩)

## (૧૫) ઘમંડ કોને કહેવાય છે ?...

મસ્અલા : કોઈ દીની અથવા દુન્યવી બાબતમાં પોતાની ઝાતને બીજી વ્યકિત કરતા એવી રીતે ઉંચી કક્ષા પર સમજવું કે બીજી વ્યકિત- ઓને તુચ્છ સમજવામાં આવે. એ તકબ્બુર (ઘમંડ)નો એક ભાગ છે. (૧) પોતાની ઝાતને ઉચ્ચ દરજાનું માનવું (૨) બીજી વ્યકિતને તુચ્છ સમજવું.
(આપકે મસાઈલ ઔર, ૮/૧૧૦)

## (૧૬) કિબ્લા તરફ પગ કરીને ઊંઘવા વિશે...

મસ્અલા : કિબ્લા શરીફની તરફ પગ કરવા બે અદબી હોવાને કારણે મકરૂહ છે. અને ઈરાદાપૂર્વક કરવું કિબ્લાની તૌહીન હોવાને કારણે કુફ્ર છે. (આપકે મસાઈલ ઔર ૮/૧૧૧)

## (૧૭) પુખ્તવય અવલાદનું એક બેડ પર ઉંઘવા વિશે...

હદીષ શરીફ : હઝરત નબીએ કરીમ (સ.અ.વ.)એ ફરમાવ્યું : તમો તમારી અવલાદને નમાઝનો આદેશ કરો જયારે કે તેઓ સાત વર્ષના થઈ જાય અને જયારે દસ વર્ષની ઉંમરે પહોંચી જાય અને નમાઝ ન પઢે તો તેમને (હલકો માર) મારો અને એમની ઊંઘવાની પથારી (બેડ) અલગ કરી દો. (મિશ્કાત શરીફ પેજ : ૫૮)

મસ્અલા : ભાઈ-બહેનોની પથારી (બેડ) અલગ કરી નાખવું વાજીબ છે. અને તેઓને એક પથારી પર સુવા માટે એકઠા કરવા જાઈઝ નથી. (હાશીયએ મિશ્કાત શરીફ બહવાલએ મિરકાત પેજ-૫૮)

## (૧૮) છીંક ખાવા અને તેનો જવાબ દેવા વિશે...

હદીષ શરીફ : આપ (સલ.)એ ફરમાવ્યું કે જયારે તમારામાંથી કોઈ છીંક ખાય ત્યારે "અલ્હમ્દુ લિલ્લાહ" કહે. તેના જવાબમાં તેનો સાથી "યરહમુકલ્લાહ" કહે જ્યારે છીંકનારને "યરહમુકલ્લાહ" કહે તો તેના જવાબમાં છીંકનાર વ્યકિત "યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ" કહે. (તિરમિઝી શરીફ ૨/૧૦૩, મિશ્કાત શ : ૪૦૫)

## (૧૯) સ્ત્રીઓના રસ્તા વચ્ચે ચાલવા વિશે...

મસ્અલા : અગર સ્ત્રીએ કોઈ જરૂરતના લઈ ઘરથી બહાર નીકળવું પડે તો પરદાનો ઘણો લિહાઝ કરે. અને ખુશ્બૂ લગાડયા વગર નીકળે અને જ્યારે રસ્તા પર ચાલે તો રસ્તાની વચ્ચે ન ચાલે બલ્કે રસ્તાની વચ્ચેનો ભાગ પુરુષો માટે છોડીને રસ્તાના કિનારે-કિનારે ચાલે. જેમકે રસૂલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું : અય સ્ત્રીઓ ! પાછળ થઈ જાઓ. તમોને રસ્તા વચ્ચે ચાલવાની ઈજાઝત નથી. તમો લોકો રસ્તાના કિનારા પર ચાલો. (મિશ્કાત શરીફ : પેજ-૪૦૫, ખ્વાતીન કે શરઈ અહકામ : પેજ-૪૨૧, ફતાવા મહમૂદિયહ, ભાગ-૧૯, પેજ-૨૩૩)

## (૨૦) ભાઈ-બહેનના આપસમાં હાથ-પગ દબાવવા વિશે...

મસ્અલા : બાલિગ (પુખ્તવય) ભાઈ-બહેનનું એકબીજાના હાથ-પગ દબાવવાનો મસ્અલો નાજુક છે. એટલે આવી ચીજોથી સાવચેતી રાખવી વધારે સારું છે.

અગર બિમારીની હાલત હોય, ખિદમત કરનાર કોઈ ન હોય અને ખિદમતની સખ્ત જરૂરત હોય તો એવી હાલતમાં હાથ-પગ (ઘુંટણથી નીચે-નીચે) કોઈ એવું જાડું કપડું નાંખીને કે જેનાથી એકબીજાના શરીરની ગરમીનો અહેસાસ (અનુભવ) ન થાય તેવી રીતે હાથ-પગ દબાવી શકે છે. અગર શહવત (કામ વાસના) ઉત્તેજીત થવાનો ભય હોય તો એનાથી બચવું જરૂરી છે. (ફતાવા રહીમીય્યહ : ૫/૪૬૨)

## (૨૧) ફોટાવાળા મુસલ્લા પર નમાઝ પઢવા વિશે...

મસ્અલા : નકશીદાર અને ફોટાવાળો મુસલ્લો જેના પર બયતુલ્લાહ શરીફ, મસ્જીદે નબવી (સલ.) વગેરે જેવા પવિત્ર સ્થળોના ફોટા હોય તો તેના પર નમાઝ પઢવી જાઈઝ છે. કેમકે તે ફોટા એક

નિર્જીવ વસ્તુના છે. તેમ છતાં વધારે સારું આ છે કે એ પ્રકારના ફોટાવાળા મુસલ્લા ખરીદવામાં ન આવે. બલ્કે સીધા સાદા ખરીદવા જોઈએ.

## (૨૨) ઔરતનું શોહરને નામ લઈને પોકારવા વિશે...

મસ્અલા : ઓરતે ધણી (શોહર)ને એનુ નામ લઈને બોલાવવું મકરૂહ છે. જે સંબોધનથી મર્દનું માન-સન્માન અને શાન જળવાતી હોય તે સંબોધનથી બોલાવવું જોઈએ. (ફતાવા દીનીય્યહ, ભાગ-૪, પેજ-૩૨૮) હા. અગર કોઈ એવો સંજોગ હોય જેમકે દવાખાનામાં, કે બીજી કોઈ એવી જગ્યાએ હોય જયાં નામ લેવું પડતું હોય છે અથવા લખાવવું પડતું હોય અને ધણી સાથે ન હોય, તો એવી હાલતમાં નામ લેવામાં કોઈ વાંધો નથી.



# (૩) શરીરના વાળ બાબતે મસાઈલ

## (૧) વાળ વિશે ઈસ્લામી તાલીમ...

- વાળ સારી રીતે રાખવા, જેમકે નબી સ.અ.વ.એ ફરમાવ્યું : જે કોઈ પણ માથાના વાળ રાખે તો સારી રીતે (સભ્યતાથી સાફ, સફાઈ સાથે) રાખવા જોઈએ. (અબુ દાવૂદ)
- વાળમાં કાંસકી ફેરવતા રહેવું - જેમ કે નબી (સ.અ.વ.)એ અમુક અમુક વખતે કાંસકી ફેરવવાના સિવાય કાંસકી ફેરવવાથી મના ફરમાવ્યું છે. (એટલે કે ચોવીસ કલાક એની પાછળ નહીં લાગવું જોઈએ) (તિરમીઝી)
- વાળોમાં પાંતી પાડવી જોઈએ. (બુખારી શરીફ)
- વાળમાં કાંસકી ફેરવવાની શરૂઆત જમણી બાજુથી કરવી જોઈએ. જેમકે નબી (સ.અ.વ.) વુઝૂ કરવામાં, ચપ્પલ પહેરવામાં, માથાના વાળમાં કાંસકી ફેરવવામાં અને દરેક કામમાં બની શકે ત્યાં સુધી જમણી બાજુથી શરૂઆત કરવાને પસંદ કરતા હતા. (બુખારી શરીફ)
- વાળમાં તેલ લગાડતા રહેવું, જેમ કે નબી (સ.અ.વ.)નો મામુલ હતો કે આપ માથાના વાળોમાં વધારે પડતું તેલ લગાડતા હતા. (શુઅબુલ-ઈમાન)
- વાળને દફન કરી દેવા. (ફતાવા આલમગીરી ભાગ-૫, પેજ-૩૫૮)
- સફેદ વાળને કાળા રંગના સિવાય બીજા કોઈ રંગથી રંગીન કરવા, જેમકે નબી (સ.અ.વ.)નું ફરમાન છે કે યહુદી અને ઈસાઈ લોકો વાળોને રંગીન નથી કરતા અને તમે લોકો એમના વિરોધમાં વાળને રંગીન કરતા રહો. (બુખારી શરીફ)

## (૨) વાળમાં કાપ-કુપ કરવું...

મસ્અલા : સ્ત્રીઓ માટે પોતાના માથાના વાળ કપાવવા, કતરાવવા અને કાપકુપ કરાવવા અથવા ફેશન ખાતર સામેની તરફથી, જમણી કે ડાબી બાજુ અથવા પાછળના ભાગ થી નાના કરાવવા પુરુષોની સાથે સરખામણી થતી હોવાને લીધે જાઈઝ નથી. હદીષ શરીફમાં એ બાબતે સખ્ત મનાઈ છે.

હદીષ શરીફ : નબી સ.અ.વ.એ ફરમાવ્યું : (અલ્લાહ તઆલાની) લા'નત ઉતરે એવા પુરુષો પર જે સ્ત્રીઓની એકરૂપતા અને સમાનતા અપનાવે છે. અને એવી સ્ત્રીઓ પર જે પુરુષોની એકરૂપતા અને સમાનતા અપનાવતી હોય છે. (બુખારી શરીફ, અબુદાવુદ શરીફ)

ફાયદો : "અલ્લાહની લા'નત ઉતરે" આ વાકયનો મતલબ એ છે કે "અલ્લાહની રહમતથી દુર કરી દેવામાં આવે."

એટલા માટે દરેક સ્ત્રી-પુરુષે એવા કામથી બચવું જોઈએ જેમાં એકબીજાની સાથે સરખામણી થઈ જતી હોય, જેમકે સ્ત્રીઓએ વાળ કપાવવા. એમાં પુરુષોની સાથે એકરૂપતા અને સરખામણી છે, એના લઈ સ્ત્રીઓએ આ કામથી બચવું જોઈએ, ભલે ને તે પછી વાળ કપાવવાનું પતિ તરફથી કહેવામાં આવે. કેમકે જે કામ કરવામાં અલ્લાહની ના ફરમાની થતી હોય તો તેમાં કોઈની ફરમાબરદારી ન કરવામાં આવે.

આવા સંજોગે ઓરતે શોહરની સામે મુહબ્બત અને અદબથી ઈન્કાર કરી દેવો જોઈએ અને શરઈ હુકમની જાણ કરવી જોઈએ. ઉમ્મીદ છે કે મુસલમાન હોવાને લીધે એના દિલમાં અલ્લાહનો ખૌફ અને રસૂલની મુહબ્બત જરૂર હશે. એ કારણે તે શરીઅતના હુકમનો ઈન્કાર કરવાને બદલે એના પર અમલ કરવાનો આદેશ કરશે.

(દુર્રે મુખ્તાર ભાગ-૫, પેજ-૨૬૧, જદીદ ફિકહી મસાઈલ, ભાગ-૧, પેજ-૩૦૮)

## (૩) બેબી કટ વાળ કરાવવા...

મસ્અલા : કોઈ પણ સ્ત્રીએ બેબી કટ વાળ કરવા જાઈઝ નથી.

(ઔરતકે બનાવ, સંગાર કે શરઈ અહકામ, પેજ-૨૪)

## (૪) વાળને ડિઝાઈન અને ફેશનથી શણગારવા...

મસ્અલા : વાળને કાપ્યા વગર, કોઈ પણ ડિઝાઈનથી શણગાર કરવો જાઈઝ છે. પણ એમાં નીચે દર્શાવેલ બાબતોનો ખ્યાલ રાખવામાં આવે :-

- ગૈર કૌમની સ્ત્રીઓ સાથે એકરૂપતા અને સમાનતા ન થતી હોય.
- આનાથી ફકત પોતાના શોહરનું દિલ રાજી કરવાનો હેતુ હોય.
- એમાં એટલો ટાઈમ ન લગાવવો કે જેનાથી બીજા કામોમાં નુકસાન થઈ જાય. (ઔરતકે બનાવ, સંગારઃ પેજ ૨૪)

## (૫) વાળોમાં બ્લીચીંગ તેમજ કલર કરવા વિશે...

મસ્અલા : વાળોને બ્લીચીંગ વગેરેથી રંગીન કરવા જો શરીઅતની હદમાં રહીને હોય તો જાઈઝ છે. જ્યારે કે એમાં બિનજરૂરી ખર્ચ ન કરવામાં આવે. અને અજાણ્યા પુરુષોથી ન કરાવવામાં આવે.

(જદીદ જીન્સીયાત પેજ ૧૭૫)

## (૬) માથાના વાળમાં આડી પાંતી પાડવી...

મસ્અલા : મુસ્લીમ સ્ત્રીઓમાં આડી પાંતી પાડવાનો રિવાજ સીધા માર્ગથી ભટકેલી કૌમના દેખાદેખી શરૂ થયેલ છે. જે ઈસ્લામી તા'લીમના વિરુધ્ધ છે. જેને છોડી દેવું અત્યંત જરૂરી છે.

(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ભાગ-૭, પેજ-૧૩૩)

## (૭) વાળમાં કલીપ વગેરે લગાડવી...

મસ્અલા : માથાના વાળમાં કલીપ વગેરે ખૂબસુરતી માટે લગાડવું જાઈઝ છે. જયારે તેમાં ગૈર કૌમથી સરખામણી ન થતી હોય.

(જદીદ જીન્સીયાત : પે-૧૬૭, ફતાવા મહમૂદિયહ : ભાગ-૧૯, પેજ-૪૩૮)

## (૮) વાળનો અંબોળો વાળવા વિશે...

મસ્અલા : બે ચોટલા કે અંબોળો વાળવાની મનાઈ નથી. પરંતુ જે જગ્યાએ એ પરકોમનો રિવાજ હોય ત્યાં તેવી રીતે ન કરવું જોઈએ.

(ફતાવા દીનીય્યહ : ભાગ-૪, પેજ-૩૧૯)

## (૯) નાની છોકરીના વાળ કપાવવા...

મસ્અલા : નાની છોકરી (જે પુખ્તવયની ઉંમરની ન હોય) એટલે કે જેની ઉંમર નવ વર્ષથી ઓછી હોય તેના માથાના વાળ કોઈ જાઈઝ મકસદ (હેતુ)ના લઈ કપાવવા જાઈઝ છે. એ શરતે કે એમાં ગૈરકૌમની છોકરીઓ સાથે સરખામણી ન થતી હોય.

## (૧૦) સંકટ સમયે વાળ કપાવવા માટે...

મસ્અલા : માથામાં કોઈ બીમારી લાગી ગઈ હોય અને અનુભવી ડોકટરની સલાહ અનુસાર વાળ કપાવવાની જરૂરત ઉભી થઈ જાય તો મજબૂરી ખાતર જરૂરત પ્રમાણે વાળ કપાવવા જાઈઝ થશે. (ફતાવા ખાનિયહ ભાગ-૩, પેજ-૪૦૯, અલ-અશ્બાહ વન્નજાઈર : ભાગ-૨, પેજ-૧૭૦, ફતાવા રહીમિયહ : ભાગ-૫, પેજ-૫૪૫)

## (૧૧) બનાવટી વાળના ઉપયોગ વિશે...

મસ્અલા : આજના યુગમાં વિગ એટલે કે બનાવટી વાળનો વપરાશ ઘણો પ્રચલિત થઈ રહ્યો છે. અને સાયન્સ, ટેકનોલોજીએ આમાં ઘણો વિકાસ કરી લીધો છે. તેના વપરાશ માટે અલગ-અલગ પ્રકારની પધ્ધતિઓની શોધ કરી લીધી છે. શરીઅતની દ્રષ્ટીએ એને નીચે મૂજબ બે પ્રકારમાં વહેંચવામાં આવશે અને બંનેવ પ્રકારનો હુકમ અલગ-અલગ રહેશે.

(૧) સ્ત્રી-પુરુષો (માણસ) ના વાળનો વિગ એટલે કે બનાવટી વાળનો વપરાશ કરવો જાઈઝ નથી. ભલેને પછી તેને મશીન દ્વારા એવી રીતે લગાડવામાં આવે કે હંમેશા માટે જોઈન્ટ થઈ જાય. અથવા અસ્થાયી રૂપે (થોડાક સમય માટે) લગાડવામાં આવે કે ઈચ્છા મુજબ તેને અલગ કરી શકાય. બંને હાલતમાં સ્ત્રી-પુરુષોના માટે વાળનો વિગ એટલે બનાવટી વાળનો વપરાશ જાઈઝ નથી, બલ્કે હરામ છે.

(૨) સ્ત્રી-પુરુષોના સિવાય જાનવરના વાળનો અથવા બીજી ધાતુથી બનેલા વાળનો વિગ પહેરવો જાઈઝ છે. હંમેશા માટે જોઈન્ટ કરી દેવામાં આવ્યા હોય અથવા થોડાક સમય માટે જોઈન્ટ કર્યા હોય, બંને હાલતમાં જાઈઝ છે. પણ આ વાતનો ખ્યાલ રાખવો કે કોઈ દગો કરવાનો હેતુ ન હોય. (ફતાવા આલમગીરી, ભાગ-૫, પેજ-૩૫૮)

## (૧૨) વિગના (બનાવટી) વાળ પર મસહ અને ગુસલ વિશે

મસ્અલા : વિગના વાળ હંમેશા માટે એ રીતે લગાવી દેવામાં આવ્યા હોય કે તે અલગ ન થઈ શકતા હોય તો તેના પર મસહ કરવો જાઈઝ છે. અને એવી હાલતમાં ફર્ઝ ગુસલ પણ સહીહ થઈ જશે. અને જો વિગના વાળ અલગ થઈ શકતા હોય તો એવી હાલતમાં મસહ અને ફર્ઝ ગુસલ કરતી વખતે તેને અલગ કરવા જરૂરી છે. નહિંતર મસહ અને ફર્ઝ ગુસલ સહીહ થશે નહિ. (ફતાવા દીનીય્યહ ભાગ-૫, પેજ-૩૫૮, તકમિલએ ફત્હુલમુલ્હિમ ભાગ-૪, પેજ-૧૯૧)

## (૧૩) ચહેરા પરથી વાળ સાફ કરવા વિશે...

મસ્અલા : ચહેરા પરથી જરૂરત વગરના વધારાના વાળ એટલે કે કપાળ પર અને મોં પર જે રૂવાટી હોય છે. જો તેને ઉખેડીને સાફ કરવામાં આવે તો તેમાં વગર કારણે શરીરને તકલીફ પહોંચે છે. આના

લઈ ઉખેડીને સાફ કરવું યોગ્ય નથી. અલ્બત્તા કોઈ પાવડર અથવા ક્રીમ વગેરેથી સાફ કરવામાં આવે તો તેની ઈજાઝત છે.

પરંતુ તેના માટે બ્યુટી પાર્લર જવું ન જોઈએ, ઘરે રહી પોતે જ આ કામ કરવું જોઈએ. ટૂંકમા શરીઅતની હદમાં રહીને શણગાર કરવાની ઈજાઝત છે પરંતુ બહુરૂપિતા, ધોકો તથા પ્રાકૃતિક અંગો અવયવોમા પરિવર્તનને અવકાશ નથી.

## (૧૪) હાથ-પગના વાળ સાફ કરવા વિશે...

મસ્અલા : સ્ત્રીઓ માટે હાથ એટલે કે કાંડા થી કોણી સુધીના ભાગના વાળ તથા પગ એટલે કે ઘૂંટણ થી ઘૂંટી સુધીના વાળ કાપવા (સાફ કરવા) જાઈઝ છે, કેમકે સ્ત્રીઓ માટે ખૂબસૂરતીની વધારે ચાહના હોય છે. અને તેમાં બીજા કોઈને કોઈ પણ જાતનો દગો થતો નથી. આના લઈ હાથ પગના વાળ સાફ કરવા જાઈઝ રહેશે. અને તેને પાવડર અથવા ક્રીમ વગેરેથી સાફ કરવામાં આવે જેમાં શરીરને પણ કોઈ જાતની તકલીફ થતી નથી. (જદીદ જીન્સીયાત : પેજ-૧૭૩)

## (૧૫) દાઢી, મૂંછો અને હોઠ પરના વાળ સાફ કરવા વિશે..

મસ્અલા : અમૂક સ્ત્રીઓના ચહેરા પર દાઢી, મૂંછોના વાળ ઉગી નીકળતા હોય છે. એવી જ રીતે હોઠ પર વાળ ઉગી નીકળે છે. તેને પાવડર અથવા ક્રીમ વગેરેથી સાફ કરવું જાઈઝ જ નહીં પરંતુ અફઝલ છે. (વધારે સારું છે.) અલબત્તા તેને ઉખેડવામાં શરીરને તકલીફ પહોંચે છે. એના લઈ ઉખેડવું યોગ્ય નથી.

(ફતાવા મહમૂદિયહ : ભાગ-૧૯, પેજ-૪૨૨નો ખુલાસો)

## (૧૬) બિનજરૂરી વાળોની સફાઈ સાબુ કે ક્રીમ વગેરેથી...

મસ્અલા : શરીરના બિનજરૂરી વાળ જેમકે દુંટીથી નીચેના વાળ અને બગલના વાળ વગેરેને સાબુ અથવા ક્રીમ કે પાવડર વગેરેથી સાફ કરવામાં કોઈ વાંધો નથી. (જદીદ ફિકહી મસાઈલ ભાગ-૧, પેજ-૩૧૨, ફતાવા હિન્દીયહ ભાગ-૫, પેજ-૩૫૭,૩૫૮)

## (૧૭) આઈબ્રો કરાવવા બાબતે...

મસ્અલા : આજના યુગમાં સ્ત્રીઓ ચહેરાની ખૂબસુરતી વધારવા માટે આઈબ્રો કરાવતી હોય છે. જેમાં વાળને ઉખેડીને દોરીની જેમ બારીક કરી દેવામાં આવે છે. જે શરીઅતની દ્રષ્ટીએ જાઈઝ નથી. કેમકે તેમાં

અલ્લાહ તઆલા તરફથી બનેલા શરીરના ભાગમાં ફેરફાર કરવો છે. જે સદંતર યોગ્ય નથી. હા, જે સ્ત્રીના વાળ વધારે પ્રમાણમાં વધી ગયા હોય તો જરૂરત મુજબ કાપવા અને ઓછા કરવા જાઈઝ છે.

## (૧૮) પલકો (પાંપણો) બનાવવા વિશે...

મસ્અલા : આજ કાલ સ્ત્રીઓ પલકો (પાંપણો) બનાવડાવે છે. એમનું આ કામ જાઈઝ નથી. કારણ કે સ્ત્રીઓ આવું કામ કરે છે તે રસૂલુલ્લાહ (સલ.)ની લા'નતમાં દાખલ છે. (તકમિલતુ ફત્હુલ મુલહિમ : ૪/૧૯૫)

## (૧૯) કાળો રંગ અથવા કાળો રંગ ભરેલી કાંસકીના વપરાશ વિશે...

મસ્અલા : વાળને કાળા રંગથી રંગીન કરવા અથવા કાળા રંગ ભરેલી કાંસકી વડે વાળ કાળા કરવા મકરૂહ છે. (અલ-મુગની : ભાગ-૧, પેજ-૬૭)

મસ્અલા : કાળા રંગ સિવાય બીજા રંગથી ભરેલી કાંસકીથી વાળ રંગીન કરવા જાઈઝ છે. (જદીદ ફિકહી મસાઈલ-૧, પેજ-૩૦૬-૩૦૭)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ વાળમાં કેશકેલ્પ એટલે કે રંગવાને પસંદ ફરમાવ્યું છે. પણ તેમાં કાળો રંગ વાપરવાનું પસંદ નથી ફરમાવ્યું. જેમકે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : કાળો રંગ વાપરવાથી સાવધાન (દૂર) રહો. (મુસ્લિમ શરીફ) અને એક હદીષ શરીફમાં છે કે કાળા રંગનો વપરાશ કરવાવાળો જન્નતની સુગંધથી પણ મહરૂમ (વંચિત) રહેશે. (અબૂદાવૂદ શરીફ) (નોટ : આ હુકમ પુરુષો માટે છે.)

## (૨૦) કાળા રંગનો વપરાશ કોના માટે...

મસ્અલા : કાળા રંગથી કેશકેલ્પ કરવાની પરવાનગી મુજાહિદીન માટે છે. અને અમૂક ઉલમાએ કિરામે જેમાં ઈમામ અબૂયૂસુફ રહ. અને હ. ઈસ્હાક ઈબ્ને રાહવય રહ.નો સમાવેશ છે. સ્ત્રીઓ માટે પોતાના શોહરને રાજી કરવાની નિય્યતથી કેશકેલ્પ કરવાની પરવાનગી આપી છે.

(જદીદ ફિકહી મસાઈલ ભાગ-૧, પેજ-૩૦૭, અલ્લિબાસુલ -લ-મહમૂદ પેજ-૪૨૪)

## (૨૧) જન્મેલા બાળકના વાળ વિશે...

મસ્અલા : બાળકથી સંબંધિત હુકમોમાંથી આ પણ છે કે સાતમા દિવસે બાળકના માથાના વાળ સાફ કરાવી દેવામાં આવે અને વાળના વજન બરાબર ચાંદી અથવા તેની કિંમત ગરીબો, ઝરૂરતમંદો પર સદકો

કરવામાં આવે. આ હુકમ મુસ્તહબનો છે. જેમકે હઝરત ફાતિમા (રદિ.)એ હઝરત હસન અને હઝરત હુસેન (રદિ.)ના વાળના વજન બરાબર ચાંદી સદકો કરી હતી. (મુઅત્તા ઈમામ માલિક) (હલાલ વ હરામ : ૪૪૬)

## (૨૨) છોકરાઓના અંગ્રેજી વાળ રાખવા વિશે...

**હદીષ શરીફ :** હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે એક વખતે નબી (સલ.)એ એક છોકરાને જોયો કે એના માથા પર અમૂક હિસ્સા પર વાળ સાફ કરી દીધેલા છે. અને અમૂક હિસ્સા પર વાળ બાકી રહેલા છે. તો આપ (સલ.)એ આનાથી મના ફરમાવ્યું. અને ઈરશાદ ફરમાવ્યું : અગર વાળ સાફ કરી નાંખવા હોય તો આખા માથા પરથી વાળ સાફ કરી નાંખો. અને જો વાળ રાખવા જ હોય તો આખા માથાના વાળ રાખો. (અબૂદાવુદ ૨/૨૨૫, મિશ્કાત શરીફ : પેજ-૪૮૦)

**મસ્અલા :** આખા માથા પર વાળ રાખવા કાનના નરમ હિસ્સા સુધી અથવા એનાથી નીચે સુધી સુન્નત છે. અને માથું સાફ કરાવવું હોય તો આખા માથાના વાળ સાફ કરાવી દેવા સહીહ છે. એવી જ રીતે વાળ કટીંગ કરાવવાનો મસ્અલો છે. વધારે હિસ્સા પરથી કટીંગ કરાવવા અને આગળની બાજુ મોટા વાળ રાખવા જેવી કે આજકાલ ફેશન છે. જાઈઝ નથી. (બેહિશ્તી ગોહર પેજ-૧૩૪, ફતાવા રહીમીય્યહ ૫/૫૮૪)

**નોટ :** મા-બાપને ઝિમ્મે અવલાદની સહીહ તરબીયત કરવી જરૂરી છે. આના લઈ અવલાદ પર આ બાબતે પણ ધ્યાન આપવાની જરૂરત છે. ઘણી અફસોસની વાત છે કે અમૂક મા-બાપ સારુ લગાડવા ખાતર અથવા ફિલ્મ ઈન્ડસ્ટ્રીઝના એકટરો અને ક્રિકેટરોની નકલ ઉતારીને નાના-નાના બાળકોના વાળ ટોપીકટ, દોરીકટ, વાળમાં અમૂક જગ્યાએ લીસોટા અને અમૂક જગ્યાએથી નાના અને અમૂક જગ્યાએથી મોટા કપાવતા હોય છે. જેથી બાળકોને એવી રીતે કપાવવાની ટેવ પડી જાય છે. આનું જ પરિણામ છે કે આજકાલ નવજુવાન એવી પધ્ધતિથી વાળ કપાવવા પસંદ કરે છે. જે ખરેખર શરીઅતની તાલીમ વિરુધ્ધ અને ઈસ્લામ વિરોધી કલ્ચર અપનાવવાનુ કાર્ય છે. (અલ્લાહ તઆલા સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન)

## (૨૩) આંખોના વાળ રંગીન કરવા વિશે...

**મસ્અલા :** આંખોના વાળ પર જે કોઈ રંગ ખૂબસુરતી માટે લગાડ-વામાં આવે છે. જો તે રંગ એવો હોય કે તેનો વપરાશ કર્યા પછી જામી

(ચોંટી) જતો હોય જેના લીધે વુઝૂ અને ફર્ઝ ગુસલ કરતી વખતે પાણી ચામડી સુધી ન પહોંચે તો તેવા રંગનો વપરાશ કરવો જાઈઝ નથી. અને જો પાણી ચામડી સુધી પહોંચી જતું હોય તો જાઈઝ છે.

(જદીદ જીન્સીયાત પેજ-૧૮૧)

## (૨૪) પુરુષો માટે દાઢીના વાળ બાબતે...

**મસ્અલા :** પુરુષો માટે દાઢી રાખવી વાજિબ છે અને એક મુઠ્ઠી બરાબર રાખવી પણ વાજિબ છે. તેનાથી વધારે રાખવી ખિલાફે સુન્નત છે અને શરઈ કારણ વિના સાફ કરાવી દેવું હરામ છે. આમ કરનાર માણસ ફાસિક કહેવાશે. અને આ મસ્અલા પર ઉમ્મતનો ઈજમાઅ એટલે કે સહમતી છે. (દાઢી ઔર અમ્બિયાકી સુન્નતે : ૧૫,૧૭ નો ખુલાસો)

## (૨૫) પુરુષો માટે મૂંછોના વાળ બાબતે...

મસ્અલા : મુંછોના વાળ બાબતે ત્રણ રીત છે. (૧) મુંછો એવી રીતે કાપવી કે ઉપરના હોઠના કિનારા સમાન થઈ જાય. (૨) મુંછો એવી રીતે કાપી નાંખે કે બિલકુલ ઝિણી કરી દેવામાં આવે કે મુંડવા જેવું થઈ જાય (૩) મુનાસિબ આ છે કે એવી રીતે કાપી નાંખે કે તે ભ્મૌં (ભમર) ના સમાન થઈ જાય. (ફતાવા આલમગીરી, દાઢી ઔર અમ્બિયાકી સુન્નતે : પેજ-૩૩)

## (૨૬) બગલ તથા શરીરના અન્ય અંગોના વાળ વિશે...

**મસ્અલા :** બગલના વાળ બિલકુલ સાફ કરી દેવા અને ઉખેડવા બન્નેવ સહીહ છે. અલબત્તા ઉખેડવું વધારે સારૂં છે. એમાં ત્રણ ફાયદા છે. (૧) વાળ જલ્દી નીકળશે નહીં. આના લઈ જલ્દીથી સફાઈની જરૂરત ઉભી થશે નહીં. (૨) બગલમાં દુર્ગંધ ઓછામાં ઓછી પેદા થશે. (૩) જયારે વાળ બીજી વખતે નિકળશે તો વાગશે નહીં. પણ આદત ન હોવાના લીધે ઉખેડવાની હિંમત ન હોય તથા સહનશકિત ન હોય તો પછી લેઝર વગેરેથી સાફ કરી દેવું પણ જાઈઝ છે.

**મસ્અલા :** જમણી બાજુની બગલથી શરૂઆત કરવી મુસ્તહબ છે.

**મસ્અલા :** વાળ સાફ કરનાર સાબુ કે ક્રીમ વગેરેથી પણ બગલના વાળ સાફ કરી લેવા જાઈઝ છે. (દાઢી ઔર અમ્બિયા કી સુન્નતેં : પેજ - ૩૬,૩૭)

**મસ્અલા :** જરૂરત ખાતર બીજી વ્યકિત પાસે પણ વાળ સાફ કરાવવા જાઈઝ છે. (દાઢી ઔર અમ્બિયા કી સુન્નતેં : પેજ - ૩૬, ૩૭)

## દૂંટીથી નીચેના વાળ સાફ કરવા બાબતે...

મસ્અલા : દુંટીથી નીચેના વાળ બાબતે મસ્અલો આ છે કે બિલકુલ સાફ કરી દેવા અને ઉખેડવા બન્ને સહીહ છે. અલબત્તા પુરુષો માટે લેઝર વગેરેથી સાફ કરવું વધારે સારૂ છે. કેમકે આના લઈ પુરુષોની મર્દાનગીમાં શકિત ઉત્પન્ન થાય છે. અને સ્ત્રીઓ માટે ઉખેડવું શ્રેષ્ઠ છે કેમકે ઉખેડવામાં તે જગ્યા નરમ રહે છે. તે છતાંય એની તકલીફ સહન ન થઈ શકે એવા સંજોગોમાં સાબુ-ક્રીમ વગેરેથી સાફ કરવું પણ સહીહ છે.

આ વાળને સાફ કરવાની શરૂઆત દુંટીના નીચેથી કરવી જોઈએ. (અથવા પેટનો ભાગ પૂરો થયા પછી જે કરચલી પડી જાય છે. ત્યાંથી પણ કરી શકાય છે. (દાઢી ઔર અમ્બિયા કી સુન્નતે : ૩૯,૪૦)

## (૨૭) બગલ તથા અન્ય અંગોના વાળોને કાપવાની મુદ્દત..

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ અમારા માટે મૂંછો કાપવા, નખ કાપવા, બગલના વાળ સાફ કરવા અને દુંટીના નીચેના વાળ સાફ કરવા માટે મુદ્દત નક્કી ફરમાવી દીધી છે. લોકો ચાલીસ દિવસથી વધારે દિવસ સુધી એને બાકી ન રાખે. (તિરમીઝી, અબૂદાવૂદ, નસઈ શરીફ)

મસ્અલા : મૂંછો, બગલ અને દૂંટીથી નીચેના વાળ વિશે મુસ્તહબ આ છે કે અઠવાડિયામાં એકવાર સાફ કરે. એના માટે જુમ્અહનો દિવસ ઉત્તમ દિવસ છે. અને પંદર, વીસ દિવસે એક વખતે પણ સાફ કરી લેવું જાઈઝ છે. અલબત્તા ૪૦ દિવસથી વધારે મુદ્દત સુધી સાફ ન કરવું મકરૂહે તહરીમી છે. જેના લીધે ગુનેગાર થશે.(દાઢી ઔર અમ્બિયાકી સુન્નતે, પેજ- ૪૧)

## (૨૮) છોકરીઓનું છોકરાઓની જેમ વાળ કપાવવા વિશે...

મસ્અલા : આજકાલ ઘણી છોકરીઓ, સ્ત્રીઓ માથાના વાળ કપાવીને પુરુષોની જેમ વાળ રાખે છે. આવી રીતે વાળ રાખવું મકરૂહે તહરીમી છે. ફાસિક અને ગુનેહગાર કહેવાશે. અને અઝાબની હકદાર બનશે. બીજી વાતએ પણ છે કે આમાં ગૈર કૌમની સ્ત્રીઓ સાથે સમાનતા થઈ જાય છે. જેમના ઉપર અલ્લાહ તઆલાની ફટકાર છે. સ્ત્રીઓનો શણગાર માથાના વાળ રાખવામાં છે. અને પુરુષોની શોભા ચહેરા પર દાઢી રાખવામાં છે. (ફતાવા અબ્દુલગની : પેજ-૪૦૬)

## (૨૯) ગળા પરથી વાળ કાપવા વિશે...

મસ્અલા : ગળા પરથી વાળ કાપવું જાઈઝ છે, કોઈ ગુનોહ નથી.

(ફતાવા અબ્દુલગની : પેજ-૪૦૬)

# (૪) દાગીના પહેરવા બાબતે મસાઈલ

## (૧) દાગીના પહેરવાની પરવાનગી વિશે...

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ (વલાયુબ્દીન જીનતહુન્ન) ઈર્શાદ ફરમાવી એ વાતનો ઈશારો કર્યો કે સ્ત્રીઓ માટે શરીરના અમૂક અંગોમાં જરૂરત મુજબ દાગીના પહેરીને શણગાર કરવાની પરવાનગી છે. અને રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની બયાન કરેલ હદીષોમાંથી અમૂક હદીષોથી પણ માલુમ થાય છે કે સ્ત્રીઓ માટે દાગીના પહેરવાની ઈજાઝત છે. જેમકે એક હદીષમાં હઝરત ઉમ્મે સલમહ (રદિ.)નું બંગળી પહેરવું બયાન કરેલ છે. (અબુ દાવુદ શરીફ)

એવી જ રીતે કુર્આન શરીફમાં હઝરત આઈશા રદી.નો હાર પહેરવાનો ઉલ્લેખ છે. (કુર્આન શરીફ, પારહ-૧૮, રૂકુઅ-૮) એક હદીષમાં એક સહાબિયહ (રદી.)નું પાયલ પહેરવા બાબતે ઉલ્લેખ છે. (ઈબ્ને માજહ)

વાસ્તવમાં વાત આ છે કે શરીઅતે સ્ત્રીઓને યોગ્ય રીતે જરૂરત મુજબ દાગીના પહેરવાની ઈજાઝત આપેલ છે. પણ સ્ત્રીઓએ આ વાત યાદ રાખવી જોઈએ કે દાગીના પહેરીને શોહર અને મહરમ સંબંધી (એટલે જેની સાથે કદીયે નિકાહ ન થઈ શકે) સામે શણગાર કરવો જાઈઝ છે. અને અજાણ્યા પુરુષો સામે દાગીનો પહેરીને શણગાર કરવો, દેખાવ કરવો જાઈઝ નથી, ગુનાહનું કામ છે. બલ્કે આનાથી ખૂબ જ સાવચેતી (એહતિયાત) રાખવી જોઈએ.

હદીષ શરીફ : હુઝુર સ.અ.વ.એ ફરમાવ્યું : જે સ્ત્રીઓ (અજાણ્યા પુરુષો સામે) દેખાવ કરવા માટે સોનાના દાગીના પહેરશે તો તેને એના લઈ અઝાબ દેવામાં આવશે. (અલ્લિબાસુ-લ-મહમૂદ : પેજ-૪૨૪)

## (૨) દાગીના પર ઝકાત વાજીબ થવા વિશે ચોખવટ...

ઈસ્લામના પાંચ મુખ્ય સ્તંભોમાંથી એક સ્તંભ ઝકાત છે. જે દરેક સાહિબે નિસાબે આપવી ફર્ઝ છે. એનો ઈનકાર કરનાર કાફિર છે. અને નહિં આપનાર સખ્ત ગુનેહગાર છે.

કુરઆન શરીફમાં અનેક જગ્યાએ નમાઝની સાથે સાથે ઝકાતની પણ તાકીદ કરવામાં આવી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે જેનો અર્થ છે કે : નમાઝ કાયમ કરો અને ઝકાત આપતા રહો.

અલ્લાહતઆલાનું ફરમાન છે : હે મારા બંદા ! ખર્ચ કર, ડર નહીં, જેટલું ખર્ચ કરતો રહીશ તેટલું વધારે મળતું રહેશે. (બુખારી-મુસ્લિમ)

હદીષ શરીફ : આપ (સલ.)એ ફરમાવ્યું : રોજ સવારે બે ફરિશ્તા આસ્માન પરથી ઉતરી આ દુઆ કરે છે. એક કહે છે : ઈલાહી ! નેક કાર્યોમાં ખર્ચ કરનારને વધુ આપ. બીજો કહે છે : "બખીલ (કંજૂસ)ના માલને બરબાદ કર" (બુખારી-મુસ્લિમ શરીફ)

## ✤ ઝકાત ફર્ઝ થવાની શરતો :

(૧) મુસલમાન હોવું (૨) બાલિગ (પુખ્તવય) હોવું (૩) આકિલ (સમજદાર) હોવું (૪) આઝાદ હોવું (૫) નિસાબના માલિક હોવું (૬) નિસાબનું પોતાની જરૂરી હાજતોથી વધુ હોવું તેમજ કરજ (દેવું)થી બચેલું હોવું (૭) માલિક થયા પછી નિસાબ ઉપર એક વર્ષ વિતી જવું.

## ✤ સાહિબે નિસાબની ઓળખ :

જેની પાસે સાડા બાવન તોલા ચાંદી (૬૧૨ ગ્રામ, ૩૬૦ મિલી ગ્રામ) અથવા સાડા સાત તોલા સોનું (૮૭ ગ્રામ, ૪૮૦ મિલી ગ્રામ) હોય અથવા તેના જેટલી કિંમતની રોકડ રકમ અથવા એટલી કિંમતનો વેપારનો માલ વગેરે હોય. અને તે એક વર્ષ સુધી બાકી રહે તો વર્ષ પુરૂ થતા તેની ઝકાત આપવી વાજિબ છે. અને જો એનાથી ઓછું હોય તો તેના પર ઝકાત આપવી વાજિબ નથી અને તેના કરતા વધારે હોય ત્યારે પણ ઝકાત વાજિબ છે.

## ✤ ઈસ્લામમાં ઝકાતની વ્યવસ્થા :

માનવીય સમાજમાં અમુક લોકોનું માલદાર હોવું તથા અમુક લોકોનું ગરીબ હોવું એ સાહજીક બાબત છે. એટલે દરેક સમાજની એ પ્રાથમિક ફરજ છે કે તેના ધનવાનો (માલદારો) પોતાના ગરીબ ભાઈઓની આર્થિક મદદ કરે અને એ હેતુ માટે પોતાની સંપત્તિ (દૌલત-માલ)નો એક ભાગ અલગ કરે.

## ✤ ઝકાત અદા ન કરનાર વિશે :

જે લોકો ઝકાત અદા ન કરે અને ગરીબોના હક્ક અદા કરવામાં ઠાગાઠૈયા કરે છે. તેઓ માટે ખાસ પ્રકારની ખતરનાક સજાનો ઉલ્લેખ કુર્આન અને હદીસ શરીફમાં છે.

કુરઆન શરીફમાં છે : જે દિવસે સોનું-ચાંદી આગમાં ગરમ કરવામાં આવશે. પછી તેના વડે કપાળ પર તથા પડખા પર અને પીઠ (કમર) પર ડામ દેવામાં આવશે. અને કહેવામાં આવશે કે આજ તે માલ છે જે તમે તમારા માટે એકત્ર (ભેગો) કર્યો હતો. તો હવે આ માલનો સ્વાદ ચાખો. (સુરએ તૌબા : ૩૫)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે જે માલની ઝકાત-આપવામાં આવી ન હશે. તે ઝેરી સાપનું રૂપ ધારણ કરી, ગળાનો હાર બની જશે. અને કરડતો રહેશે. (બુખારી શરીફ)

દુઆ : અલ્લાહ તઆલા સૌને એના વખત પર ઝકાત અદા કરવાની તૌફીક નસીબ ફરમાવે. આમીન.

(રોઝા અને ઝકાતના જરૂરી મસાઈલઃ પેજ ૭૦ થી ૮૬)

## (૩) દાગીનામાં થોડું સોનું-થોડી ચાંદી હોય તો ઝકાત વિશે

મસ્અલા : કોઈની પાસે થોડું સોનું અને થોડી ચાંદી હોય જે તેના નિસાબ પ્રમાણે ન હોય તો એ વખતે કિંમતના આધારે ઝકાત અદા કરવાની રહેશે. એટલે કે જેટલું સોનું છે તેની કિંમત માલૂમ કરે તેમજ જેટલી ચાંદી છે તેની કિંમત માલૂમ કરે, એ પછી બન્નેવની કિંમત ભેગી કરી દેવામાં આવે. અગર તે કિંમત (રકમ) ચાંદીના નિસાબ (૬૧૨ ગ્રામ, ૩૬૦ મી. ગ્રામ) સુધી પહોંચી જાય એટલે કે તે રકમથી આટલી ચાંદી ખરીદી શકાતી હોય તો તે (થોડા સોના-ચાંદી)ની ઝકાત અદા કરવી જરૂરી છે. (મસાઈલે ઝકાત : ૬૫નો ખુલાસો)

## (૪) એવો દાગીનો પહેરવો જેમાં અવાજ થતો હોય !

કુર્આન શરીફમાં સ્ત્રીઓ માટે અલ્લાહ તઆલાનો હુકમ :-

સ્ત્રીઓ માટે જરૂરી છે કે તેઓ ચાલતી વખતે એવી રીતે પગ પછાડીને ન ચાલે કે જેનાથી પહેરેલા દાગીના (પાયલ વગેરે)નો અવાજ અજાણ્યા પુરુષો સાંભળી જાય. (અને) છુપાયેલો શણગાર પુરુષો પર જાહેર થઈ જાય. (પારહ-૧૮)

આ આયતથી પહેલી આયતમાં સ્ત્રીઓ માટે પોતાનો શણગાર અજાણ્યાં પુરુષો પર જાહેર કરવા બાબતે મનાઈ ફરમાવી છે. અને છેલ્લે ભારપૂર્વક આ વાતનું વર્ણન છે કે શણગાર કરવાના લાયક અંગો જેમકે

માથું છાતી વગરેનું છુપાવવું પણ વાજીબ છે. અને છુપાયેલી શોભાનું જાહેર કરવું ભલે તે કોઈ પણ રીતે હોય જાઈઝ નથી.

(મઆરિફુલ કુર્આન ભાગ-૬, પેજ-૧૧૮)

**મસ્અલા :** કુર્આન-હદીષને જોતા ફુકહાએ કિરામે (કાયદાશાસ્ત્રી-ઓએ) મસ્અલો લખ્યો છે કે એવો દાગીનો જેને પહેરીને ચાલવાથી અવાજ થતો હોય તો તેને પહેરવાની શરીઅતમાં પરવાનગી નથી.

(ખ્વાતીન કે શરઈ અહકામ : પેજ-૪૫૨, અલ્લિબાસુ-લ-મહમૂદ : પેજ-૪૨૫)

## (૫) દાગીના પહેરવા માટે કાણું પડાવવું...

**મસ્અલા :** સ્ત્રીઓએ દાગીના પહેરવા માટે નાક, કાનમાં કાણું પડાવવું જાઈઝ છે. અને સારી નિય્યતે એકથી વધારે પણ કાણાં પડાવી શકાય છે. (આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ભાગ-૭, પેજ-૧૩૮, ફતાવા આલમગીરી, ભાગ-૫, પેજ-૩૫૭, ફતાવા મહમૂદિયહ, ભાગ-૧૯, પેજ-૩૭૦)

## (૬) સ્ત્રીઓ અને પુરુષો માટે સોનાનો વપરાશ...

**હદીષ શરીફ :** રસૂલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું : મારી ઉમ્મતના પુરુષો માટે રેશમના કાપડનો ડ્રેસ પહેરવો અને સોનાનો વપરાશ કરવો હરામ કરી દેવામાં આવ્યો છે. અને (આ બંને) સ્ત્રીઓ માટે હલાલ કરવામાં આવ્યો છે. (તિરમિઝી શરીફ)

**મસ્અલો :** તમામ ઉલમાએ કિરામનો ફેસલો છે કે રેશમના કાપડનો અને સોનાનો વપરાશ કરવો સ્ત્રીઓ માટે હલાલ છે.

(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ભાગ-૭, પેજ-૧૬૭,૧૬૮)

## (૭) વીંટી કયા હાથમાં પહેરવી જોઈએ...

**હદીષ શરીફ :** હઝરત નબીએ અકરમ સ.અ.વ. જમણા હાથમાં વીંટી પહેરતા હતા. (અબૂ દાવૂદ)

**હદીષ શરીફ :** હઝરત અનસ રદી.થી રિવાયત છે કે નબી સ.અ.વ.એ ડાબા હાથમાં વીંટી પહેરેલી હતી. (મુસ્લિમ શરીફ)

**મસ્અલા :** વીંટી પહેરવા બાબતે સામાન્ય તા'લીમ આ પ્રમાણે છે કે બંને હાથમાંથી જે પણ હાથમાં પહેરવી હોય પહેરી શકાય છે. ઘણા ઉલમાએ કિરામ ફરમાવે છે કે વીંટી જમણા હાથમાં પહેરવી જોઈએ.

(હલાલ-વ હરામ પેજ-૨૧૦, ૨૧૨)

## (૮) વીંટીનો નંગ કઈ તરફ હોવો જોઈએ ?

મસ્અલા : પુરુષોએ વીંટીનો નંગ અંદરની તરફ (હથેળી તરફ) રાખવો જોઈએ. અને સ્ત્રીઓએ ઉપરની તરફ રાખવો જોઈએ.

(હલાલ-વ-હરામ:પેજ-૨૧૨)

## (૯) એકથી વધારે નંગ વાળી વીંટી પહેરવા બાબતે...

મસ્અલા : પુરુષો માટે ચાંદીની વીંટી પહેરવી જાઈઝ છે જયારે તે એવી પધ્ધતિથી બનાવેલ હોય જેવી પધ્ધતિથી પુરુષો માટે બનાવવામાં આવતી હોય અને જો એવી પધ્ધતિથી બનાવેલ હોય જે પધ્ધતિથી સ્ત્રીઓ માટે બનાવવામાં આવે છે તો એવી વીંટી પુરુષ માટે પહેરવી મકરૂહ છે. જેમ કે એક થી વધારે નંગ લગાડવા, તો આવી વધારે નંગ વાળી વીંટી પુરુષે પહેરવી મકરૂહ છે.

મસ્અલા : સ્ત્રીઓ એક થી વધારે નંગ વાળી વીંટી પહેરી શકે છે.

(ફતાવા આલમગીરી : ભાગ-૫, પેજ-૩૩૫)

## (૧૦) વીંટી કઈ આંગળીમાં પહેરવી જોઈએ...

હદીષ શરીફ : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબી (સ.અ.વ.)એ ડાબા હાથમાં વીંટી પહેરેલી હતી. અને તે પણ સૌથી નાની આંગળીમાં હતી. (મુસ્લિમ શરીફ)

મસ્અલા : જમણા-ડાબા બન્નેવ હાથમાં અંગૂઠી પહેરવી સાબિત છે. અંગૂઠી જે કોઈ પણ હાથમાં પહેરે તો નાની આંગળીમાં પહેરે.

(હલાલ-વ-હરામ : પેજ-૨૧૦)

## (૧૧) વીંટી પર બોધદાયક વાકયો લખવા બાબતે...

મસ્અલા : હઝરત નબીએ અકરમ (સ.અ.વ.) અને સહાબાએ કિરામ રદી. તેમજ ઉલમાએ કિરામથી પોતાની વીંટી પર ખાસ પ્રકારના બોધપાઠ વાળા વાકયો અને શિખામણની વાતો લખવી સાબિત છે.

- નબી સ.અ.વ.ની વીંટીમાં (મુહંમદુર્રસૂલુલ્લાહ) લખેલું હતું.
- હ. અબુબકર સિદ્દીક રદી.ની વીંટીમાં "અલ્લાહ કેટલી મોટી કુદરત વાળો છે." લખેલું હતું.
- હઝરત ઉમર (રદિ.)ની વીંટીમાં "મૃત્યુ, શિખામણ માટે પુરતુ છે." લખેલું હતું.

* હઝરત અલી. રદી.ની વીંટીમાં "બાદશાહત અલ્લાહ માટે જ છે." લખેલું હતું.
* હઝરત ઈમામ અબૂ હનીફ રહ.ની વીંટીમાં "સારી વાત કહો, નહિંતર ચૂપ રહો" લખેલું હતું.
* હઝરત ઈમામ અબૂ યૂસુફ રહ.ની વીંટીમાં "જે પોતાના ખ્યાલ પર અમલ કરે છે તે મુંઝવાય છે." લખેલું હતું.
* હઝરત ઈમામ મુહંમદ (રહ.)ની વીંટીમાં "સબર કરનાર સફળ થાય છે." લખેલું હતું.

(હલાલ વ હરામ પેજ-૧૨૩, અલ્લિબાસુલ મહમૂદ પેજ-૨૯૩)

## (૧૨) પુરુષો માટે સોનાની વીંટી પહેરવા બાબતે...

હદીષ શરીફ : હઝરત નબી (સ.અ.વ.)એ હઝરત અલી (રદી.)ને સોનાની વીંટી પહેરવાની મનાઈ ફરમાવી. (તિરમિઝી શરીફ)

મસ્અલા : પુરુષો માટે સામાન્ય રીતે પણ સોનાનો વપરાશ હરામ છે.

(તોહફતુલ અલમઈ ભાગ-૫, પેજ-૭૧)

## (૧૩) પુરુષો માટે ચાંદીની વીંટી પહેરવા બાબતે...

હદીષ શરીફ : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત નબી અકરમ સ.અ.વ.ની વીંટી ચાંદીની હતી. અને તેનો નંગ (રત્ન) પણ ચાંદીનો હતો (એટલે કે કોઈ પથ્થર વગેરેનો ન હતો, પરંતુ ચાંદીનો જ હતો) (અબૂદાવૂદ શરીફ, તિરમિઝી શરીફ)

ફાયદો : હઝરત નબી સ.અ.વ.ની પવિત્ર ઝિંદગીમાં ચાંદીની વીંટી પહેરવું જણાય આવે છે.

મસ્અલો : પુરુષો માટે ચાંદીની વીંટી પહેરવી જાઈઝ છે.

## (૧૪) પુરુષો માટે વીંટી કેટલા ગ્રામની હોવી જોઈએ ?

મસ્અલા : પુરુષો માટે ચાંદીની વીંટી ૪ ગ્રામ ૩૭૪ મીલી ગ્રામ સુધીની હોવી જોઈએ. એનાથી વધારે વજન વાળી પહેરવાની પરવાનગી નથી. આટલા વજન સુધીની એક જ પહેરે, બે વીંટી ન પહેરે.

(અલ અવઝાનુલ મહમૂદહ, પેજ-૧૦૭, જવાહિરૂલ ફિકહ ભાગ-૧, પે-૪૨૮)

નોટ : સ્ત્રીઓ માટે આ બાબતે છુટછાટ છે.

## (૧૫) લોખંડ અને તાંબા વગેરેની વીંટી પહેરવા વિશે...

હદીષ શરીફ : નબી (સલ.)એ પિત્તળ અને લોખંડની વીંટી પહેરવા પર પ્રતિબંધ લગાડયો છે. (અબૂ દાવૂદ શરીફ)

મસ્અલા : ચાંદી સિવાય બીજી કોઈ ધાતુ (જેમકે લોખંડ, તાંબુ અને પિત્તળ વગેરે)ની બનેલી અંગૂઠી પુરુષો માટે જાઈઝ નથી. એવી જ રીતે સ્ત્રીઓ માટે પણ સોના-ચાંદીના સિવાય બીજી કોઈ ધાતુની અંગૂઠી પહેરવી મકરૂહ છે. (શામી ૩૧૫, ફતાવા રહીમીય્યહ : ૫/૪૮૩)

## (૧૬) બંગડી પહેરવા બાબતે...

મસ્અલા : દરેક પ્રકારની બંગડીઓ સ્ત્રીઓ માટે પહેરવી જાઈઝ છે. ભલે ને તે સોના-ચાંદીની બનેલી હોય અથવા તાંબા, પિત્તળ વગેરેની બનેલી હોય. (અલ્લિબાસુલ મહમૂદ પેજ-૩૯૫, ઈમદાદુલ ફતાવા ભાગ-૪, પેજ-૧૨૧)

## (૧૭) વિધવા (બેવા) સ્ત્રીઓએ દાગીના પહેરવા વિશે...

મસ્અલા : કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : તમારા-માંથી જે લોકો (પુરુષો)ની મૌત થઈ જાય અને સ્ત્રીઓને વિધવા (બેવા) કરીને છોડી જાય તો સ્ત્રીઓ ચાર મહિના અને દસ દિવસનો સમય શોક કરવાની (એટલે કે શણગાર છોડી દેવાની) હાલતમાં ઈદ્દત ગુજારે. જયારે વિધવા (બેવા) સ્ત્રીઓ ઈદ્દતનો સમય પૂરો કરી લે એ પછી તમારા (ઝિમ્મેદાર પુરુષો) પર એ વાતમાં કંઈ વાંધો નથી કે તેઓ સોના-ચાંદી વગેરેના દાગીના પહેરીને તેમજ સારા અને ઉત્તમ પહેરવેશ શણગાર (મનોરંજન) કરે.

(ફતાવા મહમૂદિયા : ૧૯/૩૬૮ તફસીરે રૂહુલમઆની, ઈબ્ને કસીરના હવાલાથી)

## (૧૮) લોકીટ પહેરીને ટોયલેટમાં જવા બાબતે...

મસ્અલા : જે લોકીટ પર અલ્લાહ તઆલાનું નામ (અથવા કુર્આનની આયત) લખેલી હોય તેને પહેરીને ટોયલેટ કે અન્ય નાપાક જગ્યાએ જવામાં તેની બેઅદબી છે. એટલા માટે તેને બહાર મૂકીને જવું જોઈએ. (ફતાવા આલમગીરી ભાગ-૫, પેજ-૩૬૮, ઓરતોં કે બનાવ : પેજ-૪૩)



# (૫) મનોરંજન બાબતે મસાઈલ

## (૧) લાંબા નખ રાખવાના શોખ બાબતે...

**મસ્અલા :** નખ રાખવા અને કાપવા બાબતે સ્ત્રી-પુરુષ માટે તા'લીમ એ છે કે અઠવાડીયામાં નખ કાપી લેવા અફઝલ છે. નહિંતર પંદર દિવસમાં કાપી લેવા જોઈએ. એ પછી વધારેમાં વધારે મુદ્દત ચાલીસ દિવસની છે. નહિંતર હદીષમાં બયાન કરેલ ધમકીનો હકદાર બનશે.

(ફતાવા આલમગીરી ભાગ-૫, પેજ-૩૫૭)

આનાથી જાણવા મળ્યું કે જે લોકો ફેશન ખાતર લાંબા-લાંબા નખ રાખે છે. જેમાં ચાલીસ દિવસથી પણ વધારે મુદ્દત થઈ જાય છે. તેઓનો આ તરીકો ઈસ્લામી તાલીમના વિરુધ્ધ છે. જે ગૈર કોમનો તરીકો છે. યહુદ, નસારાની દેખાદેખી જે સ્ત્રીઓ પોતાના નખ વધારે છે. અથવા પુરુષો પોતાના હાથની નાની આંગળીનો નખ વધારે છે, આ (કાર્ય) હરામ છે. (સવાલ-જવાબ : ભાગ-૩, પેજ-૧૭૬)

## (૨) નેઈલ પાલીસ વિશે...

**મસ્અલા :** નખ શરીરના એવા અંગોમાંથી છે જેને વુઝૂ કરતી વખતે, તેમજ ફર્ઝ ગુસલ કરતી વખતે ધોવું જરૂરી છે. એ કારણે નખ ઉપર એવી કોઈપણ જાતની વસ્તુ લગાડવી જે વસ્તુ પાણીને નખ સુધી પહોંચવામાં નડતરરૂપ હોય તો તેનું લગાડવું જાઈઝ નથી. કેમકે નખ ઉપર પાણી નહીં પહોંચે તો વુઝૂ અને ફર્ઝ ગુસલ સહીહ થશે નહિ. અને જયારે વુઝૂ અને ફર્ઝ ગુસલ સહીહ નહિ થાય તો નમાઝ જેવી અહમ ઈબાદત પણ સહીહ થશે નહિ. (અલ્લિબાસુલ-મહમૂદ : પેજ-૪૨૩)

## (૩) નખ પાલીસ લગાડેલ મય્યત સ્ત્રીના ગુસલ વિશે...

**મસ્અલા :** અગર નખ પાલીસ લગાડેલ સ્ત્રીનો એવી જ હાલતમાં ઈન્તેકાલ થઈ જાય તો તેને ગુસલ દેવા પહેલા એની નખ પાલીસ સાફ કરી લેવામાં આવે, નહિંતર એનું ગુસલ સહીહ થશે નહિ.

(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ભાગ-૨, પેજ-૭૫)

## (૪) આંગળીઓના નખ કાપવા બાબતે...

**ઈસ્લામી તા'લીમ :** હઝરત નબીએ અકરમ (સ.અ.વ.)એ સહાબા-એ-કિરામ (રદિ.)ની સામે એવા કામોની પણ તા'લીમ આપેલ છે.

જેની દરેક માણસની તબીયત ઈચ્છા રાખે છે. અને એમાં હાથ-પગની આંગળીઓના નખ કાપવાનું કામ પણ શામેલ છે. કેમકે નખ વધવાની હાલતમાં તેમાં મેલ, ગંદકી પેદા થઈ જાય છે. જેનાથી તંદુરસ્ત માણસની તંદુરસ્તી પર અસર પડતો હોય છે. એટલે જ ઈસ્લામી તા'લીમ છે કે સમય થવા પર હાથ-પગની આંગળીઓના નખ કાપી લેવામાં આવે.

(હલાલ વ હરામ પેજ : ૯૮)

મસ્અલા : હાથ-પગની આંગળીઓના નખ અઠવાડિયામાં એક વખત કાપવા સુન્નત છે. નહિંતર પંદર દિવસમાં કાપી લેવા જોઈએ અને એનાથી વધારેમાં વધારે મુદ્દત ચાલીસ દિવસ છે. જેમાં નખ કાપી લેવા જોઈએ. નહિંતર હદીષમાં બયાન કરેલ વઈદ (ધમકી)નો મુસ્તહિક બની જશે. (ફતાવા આલમગીરી : ભાગ-૫, પેજ-૩૫૭)

મસ્અલા : હાથ-પગની આંગળીઓના નખ કાપવા પહેલા તેને પાણીથી ધોઈ લેવા. જેથી નખ નરમ (સોફ્ટ) થઈ જાય અને તેને કાપવામાં તકલીફ ન પહોંચે. (હલાલ-વ-હરામ : પેજ-૯૭)

મસ્અલા : નખ કાપ્યા પછી તે ભાગને ધોઈ લેવો, જેથી ગંદકી દૂર થઈ જાય અને આંગળીઓ સ્વચ્છ થઈ જાય. (હલાલ-વ-હરામ : પેજ-૯૮)

મસ્અલા : નખ કાપ્યા પછી ટોયલેટ અને બાથરૂમ સિવાય કોઈ પણ જગ્યાએ ફેંકવા જાઈઝ છે. તેમ છતાં કાપેલા નખને દફન કરવા (થોડો ખાડો ખોદીને ડાટી દેવા) વધારે સારૂં છે.

(ફતાવા આલમગીરી : ભાગ-૫, પેજ-૩૫૮, હલાલ-વ-હરામ : પેજ-૯૭)

મસ્અલા : દાંત વડે નખ કાપવા મકરૂહ છે.

મસ્અલા : રાત્રે પણ નખ કાપવા જાઈઝ છે.

મસ્અલા : નાપાકીની હાલતમાં નખ અને વાળ કાપવા મકરૂહ છે.

(ફતાવા આલમગીરી : ભાગ-૫, પેજ-૩૫૮)

## (૫) નખ કાપવાનો શરઈ હુકમ...

મસ્અલા : હાથ-પગની આંગળીઓના નખ કાપવા સુન્નત છે.

(ફતાવા આલમગીરી, ભાગ-૫, પેજ-૩૫૭)

## (૬) નખ કાપવાનો શરઈ તરીકો...

મસ્અલા : હાથની આંગળીઓના નખ કાપવાનો તરીકો :

સૌ પ્રથમ જમણા હાથની શહાદતની આંગળીના નખથી લઈને સૌથી નાની આંગળી સુધી કાપે. એ પછી અંગૂઠાનો નખ કાપે અને ડાબા હાથની સૌથી નાની આંગળીથી લઈને શહાદતની આંગળી સુધી કાપે અને છેલ્લે અંગૂઠાનો નખ કાપે.

(સુનન વ આદાબ : પેજ-૫૭, ફત્હુલ બારી : ભાગ-૧૦, પેજ-૩૪૬ના હવાલાથી)

મસ્અલા : પગની આંગળીઓના નખ કાપવાનો તરીકો આ પ્રમાણે છે કે જમણા પગની સૌથી નાની આંગળીથી લઈને અગૂંઠા સુધી કાપે. એ પછી ડાબા પગના અગૂંઠાથી લઈને સૌથી નાની આંગળી સુધી નખ કાપે.

(સુનન વ આદાબ : પેજ-૫૭, ફત્હુલબારી : ભાગ-૧૦, પેજ : ૩૪૪ ના હવાલાથી)

## (૭) કયા દિવસે નખ કાપવા સુન્નત છે ?...

હદીષ શરીફ : હઝરત નબીએ અકરમ સ.અ.વ. જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ પહેલા મુંછો અને નખ કાપી લેતા હતા.

(મુસ્નદુલ-બઝઝાર : ભાગ-૧૫, પેજ-૬૫)

મસ્અલા : જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ પહેલા નખ કાપવા સુન્નત છે.

## (૮) કાપેલા નખ અને વાળ બાબતે...

મસ્અલા : કાપેલા નખ અને વાળ વિશે મસ્અલો આ છે કે તેને દફન કરી દેવું મુનાસિબ છે. અને જો પાક જગ્યા પર નાંખી દેવામાં આવે તો પણ કંઈ વાંધો નથી.

(અલ-ઈખ્તયાર શરહુ-લ-મુખ્તાર : ૪/૧૬૭,ફતાવા રહીમિય્યહ : ૫/૫૬૩)

## (૯) ખૂશ્બુ લગાડવા બાબતે તા'લીમ...

હદીષ શરીફ : હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે હઝરત નબીએ અકરમ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યું : પુરુષોની ખુશ્બુ એવી હોવી જોઈએ કે જેની મહેક જાહેર થઈ જાય, એટલે કે બીજા સુધી પણ પહોંચી જાય અને રંગ એનો છુપાયેલો હોવો જોઈએ. અને સ્ત્રીઓની સુગંધ એવી હોવી જોઈએ કે એનો રંગ નજર આવતો હોય અને સુગંધ છુપાયેલી હોય એટલે કે એની સુગંધ સામાન્ય (નોર્મલ) હોય

હદીષ શરીફ : હઝરત મૈમૂનહ (રદિ.) હુઝૂર સ.અ.વ.નો ઈરશાદ નકલ ફરમાવે છે કે જે કોઈ સ્ત્રી (અતિ સુગંધિત) ખુશ્બુ લગાડીને ઘરથી બહાર નીકળે છે. અને અજાણ્યો માણસ એને જુએ છે, એવી સ્ત્રીથી

અલ્લાહ તઆલા સતત નારાજ રહે છે જયાં સુધી કે તે સ્ત્રી પોતાના ઘરે પાછી આવી ન જાય. (તબરાની)

**મસ્અલા :** સ્ત્રીઓએ એવી ખુશ્બુ વાપરવી જોઈએ. જેનો રંગ નજર આવે પણ તેની સુંગધ ઘણી જ સામાન્ય (નોર્મલ) હોય. જેને બીજી કોઈ વ્યકિત મહસૂસ ન કરી શકે.

(બનાવ સંગારકે શરઈ અહકામ : પેજ-૪૩ થી ૪૫, હલાલ વ હરામ : પેજ-૨૧૪)

## (૧૦) જોડા-ચપ્પલ પહેરવા બાબતે...

**હદીષ શરીફ :** હઝરત નબીએ અકરમ સ.અ.વ.એ એવી સ્ત્રીઓ પર લા'નત ફરમાવી છે. જે સ્ત્રીઓ, પુરુષોની સાથે સરખામણી કરે છે. (લા'નત એટલે કે તે અલ્લાહની રહમતથી દુર થઈ જાય છે)

**હદીષ શરીફ :** હઝરત આઈશા રદિ.ની સામે કોઈએ આ રજૂઆત કરી કે એક સ્ત્રી છે. જે પુરુષોના જોડા પહેરે છે. હઝરત આઈશા રદિ.એ ફરમાવ્યું : અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ એવી સ્ત્રીઓ પર લા'નત ફરમાવી છે જે પુરુષોની સાથે સરખામણી કરે છે.

(અબૂ દાવૂદ શરીફ : ભાગ-૩, પેજ-૨૧૦)

**કાયદો :** શરીઅતમાં કોઈ પણ વસ્તુના ઉપયોગ બાબતે સ્ત્રીઓને તા'લીમ આપી છે કે એવી વસ્તુઓનો વપરાશ ન કરે જેથી કરીને પુરુષો સાથે સરખામણી થઈ જતી હોય, એવી જ રીતે પુરુષોને પણ આ વાતની તા'લીમ છે કે તે એવી વસ્તુઓ ન વાપરે કે સ્ત્રીઓ સાથે સરખામણી થઈ જાય.

**મસ્અલા :** ઉપર દર્શાવેલ કાયદાથી ખબર પડે છે કે એવો પહેરવેશ (જેમકે ટી-શર્ટ, જીન્સપેન્ટ વગેરે) અને જોડા, ચપ્પલ અન્ય એવી વસ્તુઓ જેનો વપરાશ કરવાથી પુરુષો સાથે સરખામણી થતી હોય તેનો વપરાશ કરવો જાઈઝ નથી, નહિંતર જાઈઝ છે.

(બનાવ-સંગારકે શરઈ અહકામ : પેજ-૪૮)

## (૧૧) દાંતને બારીક (પાતળા) કરવા બાબતે...

**મસ્અલા :** સુંદરતા અને ખૂબસુરતી માટે દાંતને કોઈ આધુનિક પધ્ધતિથી ઘસીને બારીક (પાતળા) કરવા અને દાંતની વચ્ચે જગ્યા કરવાનો પ્રયત્ન કરવો નાજાઈઝ અને મના છે. જેમાં અલ્લાહ તઆલાની બનાવટ(પેદાઈશ)માં ફેરફાર થઈ રહ્યો છે. અને આ ધિક્કારભર્યું કાર્ય છે.

જેમકે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું : અલ્લાહનો તિરસ્કાર (ધિક્કાર) ઉતરે એવી સ્ત્રીઓ પર જેઓ સુંદરતા અને ખૂબસુરતી માટે દાંતોની વચ્ચે જગ્યા કરવાના પ્રયત્ન કરે છે. જેથી અલ્લાહની બનાવટ (સર્જન કરેલ બનાવટ)માં ફેરફાર થઈ જાય છે. (બુખારી શરીફ, ઓરતોંકે બનાવ : પેજ-૩૧, ૩૨)

## (૧૨) મેક-અપ, પાવડર વગેરેના વપરાશ બાબતે...

મસ્અલા : ઓરતો માટે સારી વાત આ છે કે તેઓ પોતાના શોહર માટે પોતાનો ચેહરો શણગારેલો રાખે. અને આ હેતુ પૂરો કરવા માટે શરઈ મર્યાદામા રહીને ઓરતો માટે મેક-અપ, પાવડર અને ક્રીમ વગેરેનો વપરાશ કરવો જાઈઝ છે. (ઓરતો કે બનાવ : પેજ-૩૨)

## (૧૩) રંગીન ક્રીમનો વપરાશ કરવા બાબતે...

મસ્અલા : સ્ત્રીઓ માટે હાથ-પગ અને ચહેરા પર કોઈ પણ ખાસ રંગીન ક્રીમનો વપરાશ કરવો જાઈઝ છે.

(જદીદ ફિકહી મસાઈલ : ભાગ-૧, પે-૩૦૮)

## (૧૪) ડિઝાઈનથી મહેંદી લગાડવા વિશે...

મસ્અલા : સ્ત્રીઓ જે પોતાના હાથ પર મહેંદી લગાડે છે જેમકે આજના યુગમાં ડિઝાઈન અને ફેશન પ્રમાણે લગાડે છે. અને અમૂક વખતે હાથના પાછળના ભાગ પર ડિઝાઈનથી મહેંદી લગાડે છે. તો સ્ત્રીઓ માટે આ જાઈઝ છે. એટલું જ નહિ પણ સ્ત્રીઓ માટે હાથ અને પગ ઉપર સુંદરતા માટે મહેંદી લગાડવી ઘણું સારું કાર્ય છે. (મિશ્કાત શરીફ-૧૩૮૩, અબુદાવુદ શરીફ) કોઈ ખાસ ડિઝાઈન અને ફેશનવાળી પધ્ધતિથી મહેંદી લગાડવામાં કંઈ વાંધો નથી. તેમ છતાં એમાં વધારે સમય બરબાદ ન થાય તેની પણ કાળજી રાખવી જોઈએ. (ઓરતોકે બનાવ : પે-૩૭)

## (૧૫) ઓરતો માટે ઘડિયાળ પહેરવા બાબતે...

મસ્અલા : જેવી રીતે મર્દ પોતાની જરૂરીયાત માટે ઘડિયાળ પહેરી શકે છે. તેમ ઓરત પણ પહેરી શકે છે. (ફતાવા દીનીય્યહ : ભાગ-૪, પેજ-૩૨૬) (જરૂરત પૂરી કરવાની નિય્યત હોવી જોઈએ કોઈ ને દગો વગેરે કરવાની નિયત ન હોવી જોઈએ)

## (૧૬) માથા પર સીંદુર લગાડવા બાબતે...

મસ્અલા : માથા પર સિંદુર અને કપાળ પર બિંદુ લગાડવું ગૈર

કૌમની સ્ત્રીઓનો રીતરિવાજ છે. મુસ્લિમ સ્ત્રીઓએ આનાથી બચવું જોઈએ. (ફતાવા મહમૂદિયહ : ભાગ-૧૭, પેજ-૨૯૪, જદીદ જીન્સીયાત : પેજ-૧૮૮)

## (૧૭) ગેરકોમના મેળામાં જવા બાબતે...

મસ્અલા : આ મેળા હિંદુઓના ખાસ ધાર્મિક તહેવાર રૂપે હોય છે. એમાં જઈને સંખ્યાનો વધારો કરવો જાઈઝ નથી. મુસ્લિમોએ આનાથી બચવું જરૂરી છે. હા ! અગર કોઈ એવી વસ્તુ એમાં વેચવામાં આવતી હોય જે બીજી કોઈ જગ્યાએ મળતી ન હોય અને એ વસ્તુને ખરીદવું પણ જરૂરી હોય તો મજબૂરીના લઈ એમાં (વસ્તુ ખરીદવા પુરતું) જવાની પરવાનગી છે. અને જો એ વસ્તુ બીજી જગ્યાએ મળતી હોય તો, ત્યાં જવાની મનાઈ છે. (ફતાવા મહમૂદિયહ : ભાગ-૧૯, પેજ-૫૬૯, ૫૭૦)

## (૧૮) બીડી, સીગારેટ અને તંબાકુ વગેરે વિશે...

મસ્અલા : બિડી, સિગારેટ વગેરે ચીજો હરામ નથી. પરંતુ જરૂરત અને મજબૂરી વગર તેની ટેવ પાડી લેવી મકરૂહ છે. હા, જરૂરતના લઈ જાઈઝ છે. પણ સાથે-સાથે સફાઈ-ચોખ્ખાઈનો (ખાસ) ખ્યાલ રાખવો જરૂરી છે. (ફતાવા રહિમીય્યહ : ૫/૪૭૨)

## (૧૯) મકાનમાં સજીવના ફોટા રાખવા બાબતે...

મસ્અલા : મકાનમાં ઈરાદાપૂર્વક સજીવનો ફોટો અને તસ્વીરો રાખવી હરામ છે. અલબત્તા જો ઈરાદા વગર કોઈ અખબાર અથવા બુકમાં ફોટો કે તસ્વીરો રહી જાય તો હરામ નથી. પરંતુ આ કૃત્ય મકરૂહ છે. જેનાથી રહમતના ફરિશ્તા ઘરમાં પ્રવેશ કરતા નથી. જેમાં સજીવના ફોટા હોય છે. (કિફાયતુલ મુફતી : ૯/૨૩૮)

## (૨૦) ઘરમાં ટી.વી. વગેરે રાખવા બાબતે...

મસ્અલા : ઘરમાં ટી.વી. વિડીયો અને એ પ્રકારની બીજી નાચગાન વિગેરેની વસ્તુઓ રાખવી નાજાઈઝ અને હરામ છે. એના કારણે જેટલા લોકો ગુનાહ અને ગુમરાહીમાં સપડાશે તેનો ગુનો પણ લાવવાવાળાને થશે.(ફતાવા દીનિય્યહ : ૫/૧૬૧)

એક વખત એક કપડાં પર સજીવ વસ્તુઓના ફોટા હતાં તો તે કપડાંને હુઝૂર (સ.અ.વ.)એ નાપસંદ ફરમાવ્યું. તરત જ હટાવી દેવાનો હુકમ ફરમાવ્યો. અને ફુકહાએ કિરામ લખે છે કે નાજાઈઝ ફોટાઓ જોવા

અને તેનાથી લજ્જત પ્રાપ્ત કરવી નાજાઈઝ અને હરામ છે. તો હવે પ્રેમના દ્રશ્યો, અને બેશરમીના દ્રશ્યો જોવા કેમ હરામ ન કહેવાય ? ફતાવા બઝાઝિયામાં લખ્યું છે. વાજિંત્રો સહિતના ગાયનો સાંભળવા હરામ છે. દુર્રે મુખ્તારમાં આગળ લખ્યું છે કે એટલા જ માટે દરેક માણસ (સ્ત્રી-પુરુષ) પર પોતાની યથા શકિત મુજબ એનાથી બચવું અને ન સાંભળવું જરૂરી છે. શામીના પાંચમાં ભાગમાં લખ્યું છે કે હુઝૂર (સ.અ.વ.)ના ફરમાનના લીધે દરેક મુસલમાન પર ખેલકૂદ, નૃત્ય અને ગીત સંગીત હરામ છે. સાંભળવું, સંભળાવવું દરેક માટે એક જ હુકમ છે. ડાન્સ, મજાક, કોમેડી વગેરે સર્વ નાજાઈઝ અને હરામ છે.

(ફતાવા દીનિય્યહ : ભાગ-૪, પેજ-૩૪૬, ૩૫૧, ૩૫૨)

## (૨૧) ઈશાની નમાઝ પછી દુન્યવી વાતોમાં મશ્ગૂલ રહેવા વિષે

મસ્અલા : ઈશાની નમાઝ પછી જલ્દી સૂઈ જવાની તા'લીમ છે. હદીષ શરીફમાં ઈશાની નમાઝ પછી શરીઅતની દ્રષ્ટિએ જરૂરત વગરની બે-ફાયદા વાતોમાં મશ્ગૂલ થવાથી મના કરેલ છે. આના લઈ ઈશાની નમાઝ પછી દુન્યવી વાતોમાં મશ્ગુલ થવું મકરૂહ છે.

(શામી : ૧/૩૪૧ કિતાબુ સ્સલાત, ફતાવા રહીમીય્યહ : ૫/૫૮૧)

એજ રીતે ઘણી જગ્યાએ રાત્રી (નાઈટ) ક્રિકેટ, વોલીબોલ જેવી રમતો રમાય છે. જેથી ઘણા લોકોને ઉંઘ-આરામમાં ખલલ પડે છે અને બીમાર લોકોને પણ ઘણી તકલીફ પહોંચે છે. તથા આવી રમતોમાં પરવાનગી વગર વીજળી કનેકશન લેવામાં આવે છે, એ સિવાય પણ ઘણીજ ખરાબીઓ છે, એનાથી પણ બચવું જરૂરી છે.

## (૨૨) બર્થ-ડે ઉજવવા બાબતે...

બર્થ-ડેની હકીકત : બર્થ-ડેની હકીકત એ છે કે તે ઈસાઈ કૌમનો રિવાજ છે. બાળકના જન્મ દિવસની તારીખ પર દર વરસે એ તારીખ વખતે પોતાના સગા-સંબંધીઓને બર્થ-ડે પાર્ટીમાં હાજરી આપવાનું આમંત્રણ આપવામાં આવે છે. એમાં ગીતો પણ વગાડવામાં આવે છે. સંબંધીઓ તરફથી ગીફટ (ભેટ) પણ આપવામાં આવે છે. એક ખાસ પ્રકારનો કેક બનાવવામાં આવે છે. અને બાળકની ઉંમર પ્રમાણે મીણબત્તીનો બંદોબસ્ત કરવામાં આવે છે. જયારે સંબંધીઓ એકઠા થઈ જાય છે. ત્યારે તે બાળક ફૂંક મારીને મીણબત્તી ઓલવે છે. પોતાના હાથથી કેક કાપે છે. સૌ ભેગા મળીને તાળી પાડે છે. અને સામુહિક રીતે

ખુશી અનુભવે છે. તથા "હેપી બર્થ-ડે ટુ યુ" ગીત ગાવામાં આવે છે. આવી રીતે ઈસાઈ કૌમ બર્થ-ડે ઉજવે છે.

ઘણી અફસોસની વાત છે કે મુસ્લિમ સમાજમાં પણ આ ગેરશરઈ રિવાજ દાખલ થઈ ગયો છે. જેમાં ઈસાઈ કૌમની સાથે સરખામણી થાય છે. જયારે કે હદીસ શરીફમાં નબી. (સલ.)એ ફરમાવ્યું જે કોઈ પુરુષ-સ્ત્રી બીજી કોઈ કૌમની સાથે જીંદગી વિતાવવામાં સરખામણી કરશે તો કયામતના દિવસે એને તે કૌમ સાથે રાખવામાં આવશે.

અને એ પણ વિચારવું જોઈએ કે આ તો જીંદગીનું એક કિમતી વર્ષ ઓછું થઈ ગયું, અને કબરથી એક વર્ષ નજીક થઈ ગયા, આ ખુશીનો અવસર નથી, બલ્કે સારા નરસા કામોનો હિસાબ કરવાનો સમય છે.

મસ્અલા : આથી માલુમ થયું કે બર્થ-ડે ઉજવવું ગૈર કૌમનો તરીકો છે. જે શરઈ તાલીમના વિરુધ્ધ હોવાથી સદંતર છોડી દેવો જોઈએ. જેથી કરીને હદીસ શરીફમાં વર્ણન કરેલ વઈદ (ધમકી)થી બચી શકાય.

(ફતાવા રહીમીય્યહ : ૧/૪૯૯)

## (૨૩) એપ્રિલ ફુલ કરવા બાબતે...

અલ્લાહ તઆલાએ સમગ્ર પુરુષો-સ્ત્રીઓને પેદા કર્યા અને સૌને મર્યાદિત જીવન આપ્યું. જે ઘણું જ કિંમતી છે અને આ વાતનો આદેશ પણ આપ્યો કે આ મર્યાદિત જીવનમાં આખિરતના જીવનની તૈયારી માટે લાગ્યા રહો. અને મર્યાદિત જીવનમાં એવા કાર્યો કરતા રહો કે જેનાથી તમે મને ખુશ અને રાજી કરી આખિરતમાં સફળ થઈ શકો.

અલ્લાહ તઆલાને રાજી કરવા માટે એક જ માર્ગ છે અને તે ઈસ્લામી માર્ગ છે. કેમકે ધર્મ તો અલ્લાહના નજદીક ઈસ્લામ જ છે. કેમકે કુર્આન માં તેનો સાફ ઉલ્લેખ છે. "બેશક ધર્મ તો અલ્લાહની નજદીક ઈસ્લામ જ છે." (પારહ : ૩) "અને જે કોઈ ઈસ્લામ ધર્મના સિવાય બીજા ધર્મને ઈચ્છતો હોય તો કોઈ પણ સંજોગે કબુલ કરવામાં આવશે નહીં." (પારહ : ૩) આનાથી આ વાત સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે અલ્લાહ તઆલાને રાજી કરવા હોય તો ફકત ઈસ્લામી માર્ગદર્શન મુજબ કાર્યો કરીને રાજી કરી શકાય છે અને ગૈર ઈસ્લામી માર્ગદર્શનથી સદંતર દૂર રહેવું જોઈએ. જેમ કે એપ્રિલફુલ કરવું, આ એક ગૈર ઈસ્લામી રિવાજ અને પ્રથા છે. જેને લોકોએ ફેશન બનાવી લીધી છે. અને તેના વિશે દિલમાં કોઈ જાતની અડચણ (ખટક) રાખ્યા વિના કરતા હોય છે.

જયારે એપ્રિલફુલને કુર્આન અને હદીષની કસોટી પર પારખવામાં આવે છે તો એવું લાગે છે કે એક સાચા ઈમાનવાળાની શાનના બિલકુલ વિરૂધ્ધ કામ છે, કે તે એટલી બધી ખરાબીઓથી ભરેલું કામ કેવી રીતે કરી શકે છે જેમાં ઘણાં બધા ગુનાહોનો સમાવેશ થાય છે. અને તે પણ ફેશન રૂપે અને હસવા-હસાવવા માટે ? જેમાં દીન-દુનિયાનું અતિશય નુકસાન થઈ રહ્યું છે. આ બાબતે ખાસ જાણવું જરૂરી છે કે ઈસ્લામ ધર્મ આના વિશે શું માર્ગદર્શન આપી રહ્યો છે ? જેને લઈ એક સમજદાર પુરુષ-સ્ત્રી ફેસલો કરી શકશે કે એપ્રિલફુલ કરવામાં કેટલી હદે નુકસાન અને ફાયદો છે ? અલ્લાહ તઆલા સૌને સાચી સમજ નસીબ ફરમાવે આમીન.

## ✤ જુઠ બોલવાનો ગુનોહ :

જુઠ બોલનાર વિશે કુર્આન શરીફમાં ખાસ ઉલ્લેખ છે કે તેના ઉપર અલ્લાહ તઆલાની લા'નત છે. (પારહ : ૮) આયતથી માલુમ થયું કે કોઈ પણ જાતનું જુઠ બોલવું ભલેને તે એપ્રિલફુલ જ હોય કે બીજુ કોઈ કાર્ય. આવા લોકો પર અલ્લાહ તઆલાની લા'નત ઉતરે છે. અને લા'નતનો અર્થ અલ્લાહની રહેમતથી દૂર રહેવાનો થાય છે. અને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : જયારે કોઈ માણસ જુઠ બોલે છે ત્યારે તેની દુર્ગંધથી રહમતના ફરીશ્તા એનાથી એક માઈલ દૂર થઈ જાય છે. (તિરમિઝી શ. ભાગ/ર, પેજ. ૧૮) આજે લોકો મઝાક રૂપે જુઠ બોલે છે. આ પણ શરઈ તાલીમના વિરુધ્ધ છે, આવા લોકોએ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન યાદ રાખવું જોઈએ, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે જો કોઈ માણસ લોકોને હસાવા માટે (મઝાકમાં) જૂઠુ બોલે તેના માટે બરબાદી હો, બરબાદી હો, બરબાદી હો. (મિશ્કાત શરીફ પે. ૪૦૩) કેટલી ભયાનક વાત છે, જે નબી ઉમ્મત માટે અતિશય મહેરબાન છે તેમણે પણ ત્રણ વખત બદદુઆ ફરમાવી છે. (અલ્લાહ હિફાઝત ફરમાવે. આમીન.) અને જે મઝાકમાં પણ જુઠ બોલવાનું છોડી દે તો તેના વિશે આપે ફરમાવ્યું કે તેને હું જન્નતની વચ્ચે ઘર અપાવવાની જવાબદારી લઉં છું. (બયહકી : ભાગ-૪, પેજ-૩૧૭)

## ✤ ખયાનતનો ગુનોહ :

એપ્રિલફુલ કરવામાં ખયાનત કરવાનો ગુનોહ પણ થાય છે, કેમકે વાત કરનાર જુઠ બોલતો હોય છે અને વાત સાંભળનાર વ્યકિત એને સાચી સમજી રહ્યો હોય છે. આ વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમે ફરમાવ્યું : (આ) ઘણી મોટી ખયાનત છે કે તુ તારાથી વાત કરનાર સામે એવી રીતે વાત કરે જેમાં તને તે સાચો સમજી રહ્યો છે અને ખરેખર તો તુ જુઠ બોલતો હોય છે. (મિશ્કાત પેજ-૪૧૩)

### ✤ દગો કરવાનો ગુનોહ :

આમાં બીજાને કોઈ પણ રીતે દગો થતો હોય છે. દગો કરનાર વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : જે કોઈ બીજા સાથે દગો કરે છે તે અમારામાંથી નથી. (મિશ્કાત પેજ-૩૦૫)

### ✤ તકલીફ પહોંચાડવાનો ગુનોહ :

એપ્રિલફુલ કરવામાં બીજાને તકલીફ પણ પહોંચતી હોય છે અને કોઈ પણ કારણ વિના બીજાને તકલીફ પહોંચાડવી બહુ મોટો ગુનોહ છે, જેમ કે કુર્આન શરીફમાં છે કે, જે કોઈ માણસે ઈમાનવાળા પુરુષ-સ્ત્રીને કોઈ પણ શરઈ હક વગર તકલીફ પહોંચાડી તો તેણે મોટા ગુનાહનું કામ કર્યું (પારહ : ૨૨) કેમકે શરીઅતની તા'લીમ તો આ છે કે સાચો મુસલમાન એ છે જેની ઝબાન અને હાથથી બીજા મુસલમાન સુરક્ષિત રહે. (બુખારી શરીફ) જયારે આમાં ખાસ કરીને ઝબાનથી તકલીફ પહોંચતી હોય છે.

### ✤ બેદીન કૌમ સાથે સરખામણીનો ગુનોહ :

એપ્રિલફુલ કરવું ગૈર કૌમનું કામ છે. અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું છે, કે જે કોઈ પુરુષ-સ્ત્રી બીજી કોઈ કૌમ સાથે કોઈ પણ કામમાં એનો તરીકો અપનાવશે તો તે કિયામતના દિવસે તેઓની સાથે હશે. (અબૂ દાવુદ શરીફ) આના લઈ એપ્રિલફુલ કરનારએ વિચારવું જોઈએ કે આ કામ કઈ કૌમ કરે છે ? યહૂદ, નસારા અને બીજી જે પણ કૌમનો તરીકો હશે એની સાથે કિયામતના દિવસે રાખવામાં આવશે.

આ કામને કુર્આન અને હદીષની કસોટી પર પારખવા પછી સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે આ ગૈર ઈસ્લામી રિવાજ છે. જેનાથી આપણ ને જીવન આપનાર માલિક કદીએ રાજી થશે નહિ.

આપણાં માટે સારું એ છે કે આ રિવાજની નફરત દિલમાં રાખીને સદંતર છોડી દેવું જોઈએ. અલ્લાહ તઆલા સૌની હિફાઝત ફરમાવે અને સાચી સમજ નસીબ ફરમાવે. આમીન...

## (૨૪) પતંગ ઉડાડવા અને તેનો વેપાર કરવા વિશે...

મસ્અલા : જે ખેલમાં દીની-દુન્યવી કોઈ ફાયદો થતો હોય અને શરીઅતના કોઈ હુકમનું ઉલ્લંઘન ન થતું હોય તો તેવી રમત જાઈઝ છે. પતંગ ઉડાવવામાં ન તો કોઈ દીની ફાયદો છે. અને ન તો દુન્યવી લાભ મળે છે. બલ્કે એમાં મશ્ગુલી થતાં નમાઝો તો કઝા થાય છે. અને વધુમાં બે જબાન પક્ષીઓની હત્યા, રાહદારીઓના ગળા, નાક, કાન, વિગેરે કપાઈ જવું, માલ વ્યર્થ જગ્યાએ વેડફવો અને એવી બીજી ખરાબીઓ પણ ઉદ્‌ભવે છે, જેથી પતંગ ઉડાવવું, કોઈનો પતંગ લુંટવું વગેરે નાજાઈઝ છે. જેથી પતંગ વેચવું, બનાવવું ગુનાહિત કૃત્યમાં મદદ થતી હોવાને કારણે નાજાઈઝ કહેવાશે. (ફતાવા દારૂલ ઉલૂમ : ૨૮૪, ફતાવા દીનીય્યહ : ૩/૪૬૯)

## (૨૫) ઉઘાડા માથે હરવા-ફરવા વિશે...

મસ્અલા : કોઈપણ પ્રકારના શરઈ કારણ વિના ઉઘાડા માથે હરવા-ફરવાની ટેવ બનાવી લેવી નાપસંદ અને અપ્રમાણિકતા છે. શરીઅતની રૂએ મકરૂહ છે. એનાથી બચવુ જરૂરી છે. (ફતાવા રહીમીય્યહ : ૫/૫૬૪)

## (૨૬) શણગાર માટે નુકશાનકારક વસ્તુના ઉપયોગ વિશે...

મસ્અલા : સ્ત્રીઓએ માત્ર શણગાર માટે કોઈ એવી વસ્તુ (દવા વગેરે)નો ઉપયોગ કરવો મકરૂહ છે. જે ચામડી માટે નુકશાનકારક હોય. અને ચહેરા પર સખ્તાઈ પૂર્વક લગાડવા કે મસળવામાં આવતી હોય, કેમકે રસૂલુલ્લાહ (સલ.)એ ચહોરો છોલીને રંગ નાંખનારી ઔરત પર લા'નત ફરમાવી છે. અને આ કૃત્ય મુખડું છુંદાવવા સમાન છે. આ કારણે આ પ્રકારની નુકસાનકારક વસ્તુનો વપરાશ જાઈઝ નથી.

(મજમઉઝ્ઝવાઈદ : ૫/૨૨૧)

## (૨૭) ગીતો વગાડવા કે સાંભળવા કુર્આનના અજવાળે...

કુર્આન શરીફમાં સુરએ લુકમાનની આયત નંબર "૬" (છ) માં "લહ્‌વ-લ-હદીષ" થી એ તમામ વાતો મુરાદ છે. જે અલ્લાહ તઆલાની યાદથી હટાવી દેનાર છે. જેમકે ગેર જરૂરી, બેફાઈદા કિસ્સા બયાન કરવા, શરઈ તરીકાથી વિરુધ્ધ મસ્તી મઝાક કરવી. ફાયદા વિનાના કાર્યો અને ગીતો વગાડવા અને સાંભળવા વગેરે વગેરે.

રિવાયતમાં છે કે નઝર બિન હારિસ જે મક્કા મુકર્રમાનો આગેવાન હતો. તે ગીતો વગાડનાર નોકરાણીઓ ખરીદીને લાવતો અને એનાથી

ગીતો સંભળાવીને લોકોને કુર્આન શરીફથી રોકતો હતો. (કુર્તુબી : ૭/૪૯)

### ✤ હદીષ શરીફના દર્પણમાં...

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : બે અવાજો દુન્યા આખિરતમાં (અલ્લાહ તઆલા તરફથી) ફિટકાર પાત્ર છે. (૧) ખુશીના પ્રસંગે મ્યુઝિક (DJ સાઉન્ડ, ગીતો વગાડવા)નો અવાજ (૨) મુસીબત વખતે (બરાડા પાડીને) રડવાનો અવાજ. (અત્તરગીબ વત્તરહીબ : ૪/૧૮૪)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ગીતો વગાડવા દિલમાં એવી રીતે નિફાક પેદા કરે છે. જેવી રીતે કે પાણી ખેતી પેદા કરે છે.

(મિશ્કાત શરીફ : ૨/૪૧૧, અબૂદાવૂદ શરીફ : ૪/૪૩૫)

### (૨૮) ગીતો વગાડવા અને સાંભળવા પર વઈદ હદીષમાં...

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો કોઈ વ્યકિત પોતાની નોકરાણીથી ગીતો સાંભળશે તો એના કાનોમાં કયામતના દિવસે સીસુ (તાબું આગમાં) ઓગાળીને નાખવામાં આવશે. આપ (સલ.)ના યુગમાં ગાવાવાળીઓથી ગીતો સાંભળવામાં આવતા હતા. પણ હવે આજના યુગમાં એની જગ્યાએ ટી.વી. મોબાઈલ વગેરે આવી ગયું છે.

(કુર્તુબી : ૭/૫૦, હાશિયએ અબૂ દાવુદ : ૨/૬૭૪)

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જેનો ઈન્તેકાલ એવી હાલતમાં થાય કે એના પાસે ગીતો વગાડવાવાળી નોકરાણી હોય (આજના યુગ પ્રમાણે ગીતો સાંભળવાના સાધનો મોબાઈલ, ટેપ અને ટી.વી. મુરાદ છે.) તો એવા માણસની નમાઝે જનાઝહ ન પઢો. (કુર્તુબી : ૭/૫૧) રસૂલુલ્લાહ (સલ.)ની નજરમાં ગીતો વગાડવું કે સાંભળવું કેટલુ ના પસંદીદહ છે તે આ રિવાયતથી માલુમ થાય છે.

મસ્અલા : ઈન્તેકાલ કરનારની મુસલમાન હોવાને લીધે નમાઝે જનાઝહ પઢવામાં તો આવશે. પણ હદીસ શરીફમાં આ વસ્તુના અતિશય ના પસંદ હોવાને લીધે ધમકીનો ઉલ્લેખ છે.

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારી ઉમ્મતના અમૂક લોકો શરાબ (દારૂ) જરૂર પીશે પણ એનું નામ બીજું કંઈ રાખી લેશે. અને એમના માથાઓ ઉપર (સામે) ગીતો વગાડવાના સાધનો વગાડવામાં આવશે. ત્યારે અલ્લાહ તઆલા એમને જમીનમાં (ભૂકંપ લાવીને) દાખલ કરી દેશે. એમાંથી અમૂક લોકોને વાંદરા અને સુવ્વર (ની જેમ) બનાવી દેશે.

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : અને (કયામતની નિશાનીઓમાંથી આ છે કે) ગીતો ગાનારીઓ અને ગીતો વગાડવાના સાધનો ખૂબ જ પ્રચલિત થઈ જશે. (તિરમીઝી શરીફ)

## (૨૯) ગીતો વગાડવા અને સાંભળવા વિશે હુકમ...

મસ્અલા : ગીતો વગાડવા કે સાંભળવા તેમજ તેના દ્રશ્યો ટી.વી. વગેરે પર જોવા બાબતે શરીઅતમાં હરામ હોવાનો હુકમ છે. આના લઈ ઉમ્મતના ઉલમાએ કિરામ ગીતો વગાડવા કે સાંભળવા તેમજ તેને ટી.વી. વગેરે પર જોવાના હરામ હોવા પર સહમત છે.

(અલ્લાહસે શર્મ કીજીએ : પેજ - ૯૬ થી ૯૯)

## (૩૦) ગીતો બાબતે ઘણી અફસોસજનક વાત...

ઈસ્લામી શરીઅતે જેટલી સખ્તાઈપૂર્વક મુસ્લિમ પુરુષ-સ્ત્રીઓને ગીતો વગાડવા કે સાંભળવામાં મશ્ગુલ (વ્યસ્ત) થવાથી રોકયા છે. અફસોસ છે કે આજકાલ એટલા જ વધારે પ્રમાણમાં લોકો મોટી મુસીબતમાં ફસાઈ ગયેલા છે. હવે ઘેર-ઘેરથી ગીતો-ગાયનો વગાડવાની અવાજો આવી રહી છે. મજૂરને મજૂરી કરવામાં, દુકાનદારને દુકાનના કામમાં, ડ્રાઈવરને ડ્રાઈવીંગ કરવામાં અને સ્ત્રીઓને ઘરના કામ કરવામાં ટુંકમાં બધા જ ક્ષેત્રના લોકોને પોતાના કામમાં ત્યાં સુધી જીવ લાગતો નથી જયાં સુધી ગીતો કે ગાયાનો ન વગાડવામાં આવે. ઘરોમાંથી કુર્આનની તિલાવતની અવાજની જગ્યાએ રાત-દિવસ ગીતો વગાડવાની અવાજ સંભળાય છે. અને હવે તો એટલું જ નહીં કે માણસ પોતે ગીતો સાંભળીને એકલો જ ગુનેહગાર થતો હોય બલ્કે વોલ્યમ (અવાજ) એટલો વધારે રાખવામાં આવે છે કે જેના લીધે પાડોશીઓ તેમજ મહોલ્લા (ફળિયા) વાળા પણ ગુનેહગાર થઈ રહ્યાં છે. તથા મોટા અવાજે વગાડીને બિમાર આરામ કરતા લોકો તથા પોતાના કામમાં વ્યસ્ત લોકોને તકલીફ પહોંચાડીને બીજો ગુનો પણ વ્હોરી રહ્યાં છે. અને લોકો એમાં એટલા આગળ વધી ગયા કે એમણે આને પોતાનો મનપસંદ મશ્ગલો બનાવી લીધો છે. રાત-દિવસ એમાં લાગી રહીને જીંદગીનો કિંમતી (અનમોલ) સમય વેડફી રહ્યાં છે. અને અવાજ પ્રદુષણ ફેલાવવામા જાણતા અજાણતા જ ભાગીદાર બને છે તથા પોતાના અને પોતાની કોમળ અવલાદના સંસ્કારને બરબાદ કરી રહ્યાં છે. અને બેહયાઈ-બેશર્મીના અડ્ડા એટલે કે ટી.વી. એલ.સી.ડી. અને ઈન્ટરનેટવાળા મોટી સ્ક્રીનના મોબાઈલો વગેરેથી ઘરો સજાવી રહ્યા છે. (અલ્લાહની પનાહ)

# (૬) ખાવા-પીવાના મસાઈલ બાબતે

## (૧) ખાવાના આદાબ વિશે...

(૧) ઈબાદત માટે શકિત પ્રાપ્ત કરવાની અને અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરવાની નિય્યતથી ખાવું. (૨) હલાલ ખોરાક ખાવો. (૩) દસ્તરખાન પાથરીને ખાવું. (૪) ખાવા પહેલા (બન્નેવ) હાથ ધોવા. નોટ :- સામાન્ય નાશ્તા માટે હાથ ન ધોઈ શકાય તો કોઈ વાંધો નથી (૫) ખાવાના શરૂમાં બિસ્મીલ્લાહ પઢવી. (૬) અને શરૂમાં ભૂલી જાય તો યાદ આવવા પર "બિસ્મીલ્લાહી અવ્વલહુ વ આખિરહુ" પઢવું. (૭) ભેગા મળીને ખાવું. (૮) તવાઝુઅ (વિનમ્રતા, આદર)થી ખાવું. (૯) જમણા હાથથી ખાણું ખાવું. (૧૦) નાના નિવાલા (કોળિયો) લઈને ખાવું. (૧૧) ત્રણ આંગળીથી ખાવું. (૧૨) પોતાની સામેથી ખાવું. (૧૩) ચાવી-ચાવીને ખાવું. (૧૪) વાસણના કિનારેથી અને પોતાના સામેથી ખાવું, વચ્ચેથી ન ખાવું (૧૫) ટેક લગાડીને ન ખાવું. (કોઈને મજબૂરી હોય તો ટેક લઈ શકે છે.) (૧૬) દસ્તરખાન પર પડેલો નિવાલો (કોળિયો) ઉપાડી (સાફ કરી)ને ખાઈ લેવો. (૧૭) વધારે પડતું (અતિશય) ગરમ ખાણું ન ખાવું. (૧૮) ખાવામાં ખામી ન કાઢવી. (૧૯) ભરેલા પેટે ન ખાવું. (૨૦) પેટ ભરીને ન ખાવું. (૨૧) ખાવાનું ઓછા પ્રમાણમાં હોય તો એકબીજાને અગ્રતા આપવી. (૨૨) ખાવા-પીવામાં ફુઝૂલ ખર્ચી (નિરર્થક ખર્ચ) ન કરવી. (૨૩) હાજરજનોને ખાવાનું આમંત્રણ (દાવત) આપવું. (૨૪) ખાદિમ (સેવક)ને સાથે બેસાડીને ખવડાવવું, નહિંતર ખાવામાંથી કંઈ ને કંઈ એને જરૂર આપવું. (૨૫) સાથે ખાવાવાળા સાથીઓ સામે એક નજરે ન જોવું. (૨૬) સાથે ખાવાવાળાઓની તબીયત (મિઝાજ)નો ખ્યાલ રાખવો. (એટલે કે એવું કોઈ કામ ન કરવું જેનાથી એમને તકલીફ પહોંચે) (૨૭) જયારે ખાવામાં માખી પડી જાય તો એને પુરી ડૂબાવીને બહાર ફેંકી દેવી અને (તબીયત ચાહે તો) એ ખાવાને ખાઈ લેવું. (૨૮) પોતાની પત્નિ ને પોતાના હાથથી ખાવાનું ખવડાવવું. (જેમાં સદકો કરવાનો સવાબ છે.) (૨૯) વાસણને સાફ કરી દેવું. (૩૦) આંગળીઓ ચાટી લેવી. (૩૧) આંગળીઓને ત્રણ વખત ચાટી લેવી. (૩૨) ખાતી વખતે મૌત (કે કોઈ એવી વાતનો) ઉલ્લેખ ન કરવો જેનાથી હાજર જનોને તકલીફ પહોંચે. (૩૩) ખાવા પછી અલ્લાહનો શુક્ર માનવો. (૩૪) ખાવા પછી હાથ ધોવા.

(૩૫) ખાવા પછી કોગળો કરવો. (૩૬) દા'વત ખાધા પછી વધારે ટાઈમ (સુધી મેજબાનના ત્યાં જરૂરત વિના) બેસી ન રહેવું. (૩૭) નમાઝ પહેલા ડુંગળી (કાંદા), લસણ વગેરે વાસવાળી વસ્તુ ન ખાવી. (૩૮) રસ્તા વચ્ચે ન ખાવું. (૩૯) ખાવું ખવડાવનારને આ દુઆ આપવી : **અકલતઆમકુ-મુલ અબરાર, વ સલ્લત અલૈયકુમુલ મલાઇકતુ વ અફતર ઇન્દકુમુસ-સાઇમુન.** (૪૦) ખાવા પછી દુઆ પઢવી : **અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અતઅમ, વસકા, વસવ્વગહુ વજઅલ લહૂ મખરજા.**

નોટ : (૧) સોના ચાંદીના વાસણમાં ન ખાવું. (૨) ખાવા પછી હાથની આંગળીઓને ચાટી લઈને રૂમાલ (અથવા ટીશ્યુ પેપર)થી સાફ કરી લેવામાં કોઈ વાંધો નથી. (૩) રોટલીને વચ્ચે-વચ્ચેથી ખાવી અને કિનારીથી છોડી દેવી મકરૂહ છે. (સુનન વ આદાબ : પેજ - ૭૪ થી ૮૨)

## (૨) પીવાના આદાબ વિશે...

(૧) બિસ્મીલ્લાહ પઢવું. (૨) જમણા હાથથી પીવું. (૩) બેસીને પીવું. (૪) ત્રણ શ્વાસમાં પીવું. (૫) વાસણમાં ફૂકં ન મારવી. (૬) શ્વાસ લેતી વખતે વાસણને મોઢાથી દુર રાખવું. (૭) પીવાની વસ્તુને અતિશય (હદથી વધારે) ન પીવું. (૮) પીવા પછી અલ્લાહની હમ્દ કરવી. (એટલે કે અલ્લાહના વખાણ કરવા) (૯) પાણી પીવા પછી આ દુઆ પઢવી. **અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી સકાના બિરહમતિહી માઅન, અઝબન, ફુરાતન, વલમ યજઅલ્હુ બિઝુનૂબિના મિલ્હન ઉજાજા.** (રૂહુલ મઆની) (૧૦) વાસણના તુટેલા ભાગથી ન પીવું. (૧૧) પીવડાવનારએ સૌથી છેલ્લે પીવું. (સુનન વ આદાબ : પેજ-૮૩ થી ૮૬)

## (૩) ખાવા પહેલા હાથ ધોવાનો પૂરાવો હદીષથી...

હદીષ શરીફ : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખાવામાં બરકત ખાવાથી પહેલા અને પછી હાથ ધોઈ લેવામાં છે.

(તિરમિઝી : ભાગ-૨, પેજ-૬, ફતાવા રહીમીય્યહ : ૫/૬૨)

## (૪) ખાવા પહેલા અને પછી હાથ ધોવા વિશે...

મસ્અલા : સુન્નત આ છે કે બન્નેવ હાથ ધોવે. એક હાથ ધોવાથી મુકમ્મલ સુન્નત અદા થશે નહીં.

(ફતાવા આલમગીરી : ૫/૩૩૭, કિતાબુલ કરાહિયતી)

## (૫) ખાવા પહેલા હાથ ધોઈને લૂંછવા નહિં...

મસ્અલા : ખાવાથી પહેલા હાથ ધોવે, પણ રૂમાલથી લુંછે નહિં. રૂમાલથી લુંછ્યા વગર ખાવું મુસ્તહબ છે. ખાવાથી ફારિગ થઈને જયારે હાથ ધોવે ત્યારે રૂમાલથી લુંછે. (શામી : ૫/૨૯૭, કિતાબુલ હઝર વલ ઈબાહતિ)

## (૬) ખાવા પછી આંગળીઓ ચાટવા બાબતે...

મસ્અલા : ખાવાથી ફારીગ થઈ રહ્યાં પછી આંગળીઓ ચાટવી મુસ્તહબ છે. વચમાં મુસ્તહબ નથી. બલ્કે મુકરૂહ છે.

(મદારિજુન્નુબવ્વહ ૧/૪૬૬, ફતાવા રહીમીય્યહ : ૫/૫૮૭)

## (૭) ખાવા પછી દુઆમાં હાથ ઉઠાવવા વિશે...

મસ્અલા : દરેક મસ્નૂન અને મુસ્તહબ દુઆઓ માટે હાથ ઉઠાવવા જરૂરી નથી. એટલે કે ખાવુ ખાવા પછી દુઆમાં હાથ ઉઠાવવું મસ્નૂન નથી. (ફતાવા રહીમીય્યહ : ૫/૫૬૮, તહતાવી અલા મરાકિયુલ ફલાહના હવાલાથી, આપકે મસાઈલ ઔર : ૭/૧૮૫)

## (૮) ખાવું ખાતી વખતે વાતચીત ન કરવા વિશે...

મસ્અલા : ખાવું ખાતી વેળા વાતચીત કરવી જાઈઝ છે. વધુ પડતી વાતો કરવી મુનાસિબ (યોગ્ય) નથી. પરંતુ એ દરમ્યાન અલ્લાહ તઆલાની તારીફ (વખાણ) અને શુક્ર કરવો જોઈએ. અને આ દુઆ પઢવી જોઈએ. (અલ્લાહુમ્મ લક-લ હમ્દુ-વ લક શ્શુકરુ)

મસ્અલા : પાણી અથવા કોઈ પીવાની ચીજ હાથથી પીવું સુન્નત છે. ખાતી વેળા જમણો હાથ મશ્ગૂલ હોય છે. (એટલે કે ખોરાક લાગેલો હોય છે.) આના લઈ ડાબા હાથથી પાણી પી શકાય છે. અલબત્ત ગ્લાસ વગેરેને જમણા હાથના પાછળનો ભાગ લગાડી ટેકો લેવો જોઈએ. જેથી શકય હોય ત્યાં સુધી સુન્નત પર અમલ થઈ શકે. જમણો હાથ મશ્ગૂલ ન હોય તો જમણા હાથ વડે જ પીવું જોઈએ. જે સુન્નત છે.

(સવાલ-જવાબ : પેજ - ૧૬૫, ૧૬૬)

## (૯) ખાવા પહેલા હાથ કયાં સુધી ધોવા જોઈએ...

મસ્અલા : ખાવા પહેલા બન્નેવ હાથ કાંડા સુધી ધોવા જોઈએ. ફકત આંગળીઓ ધોઈ લેવું પુરતુ નથી. (ફતાવા આલમગીરી : ૫/૩૩૭)

## (૧૦) ખાવામાં ખામી કાઢવા વિશે...

હદીષ શરીફ : હઝરત અબૂ હુરૈરહ રદી.થી રિવાયત છે કે હુઝૂર સલ. ખાવામાં કદીયે ખામી ન નીકાળતા હતા. જો ખાવાની ઈચ્છા હોય તો ખાઈ લેતા અને જો ઈચ્છા ન હોતી તો ન ખાતા. (મિશ્કાત શરીફ)

મસ્અલા : ખાવાનું અલ્લાહ પાકની નેઅમત છે એમાં ખામી ન કાઢે. પસંદ હોય તો ખાઈ લે, નહિંતર છોડી દે.

નોટ : ખાવા બનાવવામાં કોઈ કમી કે ભૂલ-ચૂક હોય તો તેને સુધારવા માટે અથવા ભવિષ્યમાં એવું ન થાય તે માટે ખાવા પકાવનાર (ભઠીયારા વગેરે)ને ધ્યાન અપાવવા માટે સલાહ સૂચનો અને ઠપકો આપવામાં કોઈ વાંધો નથી. એ પણ એવી રીતે કે ખાવાની વસ્તુનું અપમાન ન થાય. અને પકાવનારની ઈજ્જત અને માન સન્માન પણ જળવાઈ રહે. (ફતાવા રહીમીય્યહ : ૫/૫૭૭)

## (૧૧) ખાવાનું આમંત્રણ આપનારને બારકલ્લાહ કહેવા વિશે

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જયારે કોઈ (ખાવાની) દા'વત માટે બોલાવે તો તેની દા'વત કબુલ કરો. અગર રોઝો ન હોય તો ખાઈ લો. અને જો રોઝો હોય તો તેના માટે બરકતની દુઆ કરી લો. (અમલુલ યૌમી વલ્લયલતી. પેજ : ૧૩૧, ઈબ્નુસ્સુન્ની કરાચી)

મસ્અલા : ખાવા બોલાવનારના જવાબમાં ખાવાની ઈચ્છા ન હોવાની હાલતમાં "બારકલ્લાહુ લના વલકુમ" કહેવું (બરકતની દુઆ આપવી) હદીષ શરીફથી સાબિત છે. (ફતાવા મહમૂદિયહ : ૧૮/૧૪૯, ૧૫૦)

## (૧૨) ખાવાની દા'વત કબુલ કરવા, ન કરવા વિશે...

મસ્અલા : મુસલમાનોની દા'વત કબૂલ કરવી જોઈએ. હદીષ શરીફમાં ખાસ કરીને વલીમાની દા'વત વિશે ઉલ્લેખ છે કે વલીમાની દા'વત જરૂર કબૂલ કરવામાં આવે. (હલાલ વ હરામ પેજ : ૧૧૨)

મસ્અલા : દા'વતના સાથે-સાથે શરીઅતના વિરૂધ્ધ કામ હોય અને પહેલાથી જ ખબર હોય તો એવી દા'વતમાં શામેલ થવું જાઈઝ નથી. એવી દા'વત કબૂલ ન કરવામાં આવે. (હલાલ વ હરામ : પેજ-૧૧૩)

## (૧૩) ટેબલ ખુરશી પર ખાવા બેસવા બાબતે...

મસ્અલા : હઝરત નબીએ કરીમ સલ. જમીન પર દસ્તરખાન

બિછાવી (પાથરી)ને ખાવાનું ખાતા હતા. ટેબલ-ખુરશી પર બેસીને આપ (સલ.)એ કદીયે ખાવાનું ખાધું નથી. ટેબલ-ખુરશી પર ખાવું અંગ્રેજોની સુન્નત (પધ્ધતિ) છે. મુસલમાનોએ એ લોકોની નકલ (એમના જેવું) કરવાથી બચવું જોઈએ. (આપકે મસાઈલ...: ૮/૧૮૨,ફતાવા મહમૂદિયહ : ૧૮/૭૮)

ખાવા-પીવાના તરીકામાં સાદગી શરીઅતમાં ઈચ્છિત અને પસંદ કરવામાં આવી છે. ટેબલ-ખુરશીનો વપરાશ નાજાઈઝ તો નથી. પરંતુ સુન્નતે નબવી સલ.ના વિરૂધ્ધ છે. (હલાલ-હરામ : પેજ-૧૧૧)

## (૧૪) હિંદુ વ્યકિતની હોટલથી ખાવા વિશે...

**મસ્અલા :** અગર હિંદુ વ્યકિતના વાસણ પાક-સાફ હોય અને સંતોષ હોય કે તે કોઈ ખોટી વસ્તુનો વપરાશ નથી કરતો. તો તેની હોટલમાં કે ઘર, દુકાનમાં ખાવું જાઈઝ છે.

(આપકે મસાઈલ ઔર : ૭/૧૯૨, ફતાવા મહમૂદિયહ : ૧૮/૪૬)

## (૧૫) નમકથી ખાવાનું શરૂ કરવા અને ખતમ કરવા વિશે

**મસ્અલા :** નમકથી ખાવાનો અમલ શરૂ કરવો અને નમક પર ખતમ (સંપૂર્ણ) કરવું મસ્નૂન છે.

(ફતાવા આલમગીરી : ૫/૩૩૭ રશીદીયહ, ફતાવા મહમૂદિયહ : ૧૮/૭૦)

## (૧૬) ગરમ વસ્તુને ફૂંક મારીને ઠંડી કરવા વિશે...

**મસ્અલા :** ગરમ વસ્તુને ફૂંક મારીને ઠંડી કરવી અયોગ્ય છે.

(ફતાવા મહમૂદિયહ : ૧૮/૯૦)

## (૧૭) સ્ત્રી-પુરુષનું એકબીજાનું વધેલું ખાવા વિશે...

**મસ્અલા :** સ્ત્રી-પુરુષે એકબીજાનું વધેલું ખાવું-પીવું જાઈઝ છે. મહરમ સ્ત્રી-પુરુષોનું વધેલું પણ ખાવું-પીવું જાઈઝ છે. અજાણ્યા પુરુષ-સ્ત્રીનું બોટેલું ખાવુ-પીવું ફિત્નાના ભયના લીધે મકરૂહ છે.

(આપકે મસાઈલ ઔર : ૭/૧૮૮)

## (૧૮) સ્ટીલના વાસણમાં ખાવાનું ખાવા વિશે...

**મસ્અલા :** સ્ટીલના વાસણમાં ખાવું-પીવું કરાહત (અણગમા) વિના જાઈઝ છે. દીની કાયદા શાસ્ત્રીઓ એ તાંબા-પિત્તળના વાસણમાં ખાવાને મકરૂહ હોવાનું લખ્યું છે અને એનું કારણ એ લખ્યું છે કે (ધાતુંને ચઢતો કાટ) ખાવામાં મિશ્રિત થાય છે. જે તંદુરસ્તી માટે નુકસાનકારક છે. માટે

એને કલઈ કરાવ્યા વાપરવું જોઈએ. સ્ટીલના વાસણ તંદુરસ્તી માટે ફાયદાકારક છે. એમાં કોઈ કરાહત (અણગમો) નથી. (એટલે કે સ્ટીલના વાસણમાં ખાવું-પીવું મકરૂહ નથી).

## (૧૯) અલગ-અલગ વાસણ (પ્લેટ વગેરે)માં ખાવા વિશે...

હદીષ શરીફ : હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું : બધા ભેગા મળીને ખાવાનું ખાઓ. અલગ-અલગ ન ખાઓ, સાથે મળીને ખાવામાં બરકત છે. (મિશ્કાત : ૩૭૦)

મસ્અલા : એક સાથે ભેગા મળીને એક વાસણમાં ખાવું સુન્નત અને બરકતનો ઝરીયો છે. અલગ-અલગ થાળીઓમાં ખાવું ઈસ્લામી તરીકો નથી. આ ગૈર કૌમનો તરીકો છે. તથા આ તરીકો વહેમ કરનાર લોકોનો પણ છે. જે એવું માને છે કે એકની બીમારી બીજાને લાગી જાય છે. એટલે વ્હેમી લોકો અલગ-અલગ વાસણમાં ખાણું ખાતા હોય છે.

(ફતાવા રહીમીય્યહ : ૫/૫૮૯)

## (૨૦) ચમચીથી ખાવાનું ખાવા વિશે...

મસ્અલા : હાથથી ખાવાનું ખાવું સુન્નત છે. ચમચી વડે ખાવું જાઈઝ છે. (આપકે મસાઈલ ઔર : ૭/૧૭૮)

## (૨૧) જે વાસણમાં ખાધું તેમાં જ હાથ ધોવા વિશે...

મસ્અલા : જે વાસણ (પ્લેટ વગેરે)માં ખાણું ખાધું હોય તેમાં જ હાથ ધોવા શિષ્ટ સંસ્કારના વિરુધ્ધ છે. અગર કોઈ ખાસ મજબૂરી હોય તો અલગ વાત છે. (એટલે કે ધોઈ શકાય છે.)

(આપકે મસાઈલ ઔર : ૭/૧૮૦, ૧૮૧)

## (૨૨) ગૈર કૌમના માણસ સાથે મળીને ખાવા વિશે...

મસ્અલા : હુઝૂર સલ.નું ગૈર કૌમના માણસો સાથે મળીને ખાવાનું સાબિત છે. એટલે જ મસ્અલો છે કે ગૈર કૌમના માણસ સાથે મળીને ખાવાથી એના દિલને ઈસ્લામ ધર્મ તરફ માર્ગદર્શન મળવાની ઉમ્મીદ હોય તો કોઈ-કોઈ વખતે સાથે મળીને ખાઈ લેવામાં વાંધો નથી. પણ એમની સાથે મળીને ખાવાની ટેવ પાડી લેવી મકરૂહ છે.

(ફતાવા રહીમીય્યહ : ૫/૪૬૯)

## (૨૩) રોટીના ચાર ટુકડા કરવા વિશે...

મસ્અલા : રોટીના ચાર ટુકડા કરવા જરૂરી નથી. જેમાં સરળતા

હોય એ પ્રમાણે અમલ કરી શકાય છે. ચાર ટુકડા કરવાનો રિવાજ એવી જગ્યાએ છે જયાં શિયાઓની બહુમતી છે.

(ફતાવા રહીમિય્યહ : ૫/૫૬૯, ફતાવા મહમૂદિયહ : ૧૮/૭૯,૮૦)

## (૨૪) વીજળીની ચોરીથી બનેલા ખાવા વિશે...

મસ્અલા : સરકારી સંસ્થા કૌમની મિલ્કત છે. અને એની ચોરી કરવી પણ એવો ગુનોહ છે, જેમકે કોઈ એક વ્યકિત (ની વસ્તુની) ચોરી કરવી ગુનોહ છે. બલ્કે સરકારી સંસ્થાની ચોરી કરવી કોઈ ખાસ વ્યકિતની (વસ્તુની) ચોરી કરવાથી વધારે ખતરનાક છે. કેમકે એક વ્યકિતથી માફ કરાવી શકાય છે. પણ કરોડોની સંખ્યામાં કયા-કયા વ્યકિતથી માફ કરાવી શકાય છે. જે લોકો મીટર વગરની વીજળી (લાઈટ)નો વપરાશ કરે છે. તેઓ આખી કૌમના ચોર છે. અગર સરકાર અથવા કોઈ સંસ્થા મફત (ફ્રી)માં લાઈટ આપતી હોય તો કોઈ વાંધો નથી. નહિંતર ઝિમ્મેદાર વ્યકિત પર ચોરીનો ગુનોહ લાગુ પડશે. (આપકે મસાઈલ ઔર...૭/૧૮૭) આના લઈ લાઈટની ચોરી કરી તેને અલગ-અલગ રીતે વપરાશમાં લાવીને ફાયદો હાસીલ કરવો, જેમકે : હિટરથી પાણી ગરમ કરવું, ઈલેકટ્રીક ગ્યાસની, સગડીને વાપરવ, જેમાં ખાવા બનાવવું, એરકુલર, પંખા, લાઈટ વગેરેથી ફાયદો મેળવવો જાઈઝ નથી. હરામ છે. કૌમનો હક છે, અલ્લાહ તઆલાને ત્યાં એનો જવાબ આપવો પડશે.

## (૨૫) વીજચોરી કર્યા પછી પસ્તાવો થાય તો...

મસ્અલા : કોઈ માણસે વીજ ચોરી કરી, પછી પસ્તાવો થયો કે મેં આ ખોટું કામ કર્યું છે. તો એના માટે ઉપાય એ છે કે સૌ પ્રથમ અલ્લાહ તઆલાથી તૌબા-ઈસ્તેગફાર કરે. એ પછી જેટલી વીજળી એણે નાજાઈઝ રીતે ઈસ્તેમાલ કરી છે એના (યુનિટનો) અંદાજો કરીને એની કિંમત સરકારી સંસ્થામાં ચૂકતે કરી દેવામાં આવે. જેમકે કોઈ માણસે સરકારી ગાડી (બસ કે ટ્રેન)માં ટીકીટ વિના મુસાફરી હોય તો એના માટે ઉપાય એ જ છે કે એટલી મુસાફરીની ટીકીટ લઈ લે અને એ ટીકીટને ઉપયોગમાં ન લાવે બલ્કે એને ફાડી નાંખે. (આપકે મસાઈલ ઔર : ૭/૧૮૭, ૧૮૮)

## (૨૬) હલાલ જાનવરમાં સાત હરામ વસ્તુઓ વિશે...

(૧) લોહી (૨) પેશાબની જગ્યા (૩) મળ-મૂત્રની જગ્યા (૪) અંડકોશ (૫) ગુદૂદ (ગ્રંથિઓ) (૬) પિત્તા (પિત્તાશયો) (૭) મસાનહ

(પેશાબની થેલી) (ફિકહુલ મુઆમલાત : ૩/૩૦)

## (૨૭) બે પ્રકારના પાણી ઉભા રહીને પીવા બાબતે...

**મસ્અલા :** ઉલમાએ કિરામે બે પ્રકારના પાણી બાબતે અદબ અને સન્માનના હેતુથી ઉભા રહીને પીવાનું વર્ણન કરેલ છે. (૧) ઝમઝમનું પાણી (૨) વુઝૂ કર્યા પછી વધી પડેલું પાણી.

(તોહફએ હરમ : પેજ : ૭૧, શામીના હવાલાથી)

(૨) વુઝૂ કર્યા પછી વધેલું પાણી ઉભા રહીને પીવું આપ (સલ.)થી સાબિત છે. જેમકે નઝઝાલ બિન સબ્રહ (રદી.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ વુઝુ કર્યા પછી વધેલું પાણી ઉભા રહીને પીધું છે.

(શમાઈલ : પેજ-૧૪)

અલ્લામહ શામી (રહ.)એ વુઝુ કર્યા પછી વધેલા પાણી પીવાને અમૂક બુઝુર્ગોથી બિમારીઓથી શિફા માટે અનુભવ સિધ્ધ ઈલાજ હોવાનું બયાન કરેલ છે.

**મસ્અલા :** વુઝુ કર્યા પછી વધેલું પાણી ઉભા રહીને પીવું મસ્નૂન છે.

### ✤ ઝમઝમના પાણી વિશે...

**હદીષ શરીફ :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે હું નબી (સલ.)ની ખિદમતમાં ઝમઝમના પાણીની ડોલ લઈને આવ્યો. તો આપ (સલ.)એ એવી હાલતમાં પાણી પીધું કે આપ (સલ.) ઉભા રહેલા હતા. (બુખારી, મુસ્લિમ શરીફ)

**મસ્અલા :** આ પ્રકારની હદીષોના આધારે ફુકહાએ કિરામે (દીની કાયદા શાસ્ત્રીઓએ) ઝમઝમના પાણીને ઉભા રહીને પીવું અફઝલ (શ્રેષ્ઠ) બતલાવ્યું છે. (તોહફ એ હરમ : પેજ-૬૯)

**મસ્અલા :** હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)એ લખ્યું છે કે ઝમઝમનું પાણી ઉભા રહીને પીવું પસંદગી પાત્ર છે. બેસીને પીવામાં કોઈ ગુનોહ નથી. (કિફાયતુલ મુફતી : ૯/૧૨૩, કદીમ : ૧૧૫)

### ✤ ઝમઝમનું પાણી પીવાના આદાબ :-

- ઝમઝમનું પાણી ઉભા રહીને પીવું.
- કિબ્લા તરફ ચહેરો કરીને પીવું.
- દરેક વખતે બિસ્મીલ્લાહ પઢવું.

- ત્રણ શ્વાસમાં પીવું.
- ખુબ જ પેટ ભરીને પીવું.
- પ્રત્યેક શ્વાસ પર અલ્હમ્દુ લિલ્લાહ પઢવું.
- જમણા હાથથી પીવુ.
- દુઆ પઢવી. (તોહફએ હરમ : પેજ-૬૮)

## (૨૮) ઉભા રહીને પાણી પીવું હદીસ અને વિજ્ઞાનમાં...

હદીષ શરીફ : હુઝૂર (સલ.)એ ઉભા રહીને પાણી પીવાથી મના ફરમાવ્યું છે.

### ✤ વિજ્ઞાન :

અગર ઉભા રહીને પાણી પીવામાં આવે તો એના લીધે મેઅદહ (પાચનક્રિયાની થેલી) અને જીગરની એવી બિમારીઓ પેદા થાય છે કે જેનો ઈલાજ કરવામાં ડોકટરો પણ નિઃસહાય જાય છે.

ઉભા રહીને પાણી પીવાથી પગ ઉપર સોજા આવવાનો ભય રહે છે. અને જયારે પગ ઉપર સોજા શરૂ થઈ જાય તો શરીરનાં દરેક ભાગ ઉપર સોજાનો ભય રહે છે.

ઉભા રહીને પાણી પીવાથી ઈસ્તિસ્કા (એટલે કે જલંદરનો રોગ) લાગી જાય છે. (સુન્નતે નબવી ઓર જદીદ સાયન્સ : પેજ-૧૩૩)

નોટ : ઝમઝમના પાણી તેમજ વુઝૂ કર્યા પછી વધેલા પાણીના સિવાય બીજા પાણી બાબતે આ બીમારીનો ઉલ્લેખ છે. કેમકે આ બે પ્રકારનું પાણી જ ઉભા રહીને પીવું સાબિત છે.

## (૨૯) ઉભા રહીને પાણી પીવા બાબતે...

મસ્અલા : ઉભા રહીને પાણી પીવું મકરૂહ (ધિક્કાર પાત્ર) છે. આપ (સલ.)નું કોઈ જગ્યાએ ઉભા રહીને પાણી પીવું સાબિત હોય તો તે કોઈ કારણ અથવા જરૂરતના લીધે છે. (આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૭/૧૭૮)

## (૩૦) ખાવા પહેલા અને પછી નમકથી શરૂઆત સાયન્સમાં

સાયન્સ : ખાવા પહેલા નમક (સોલ્ટ) એટલા માટે ચાખવામાં આવે છે. કેમકે નમકની અંદર ખાવાની ઈચ્છા વધારનાર રજકણો છે. અને પછી જયારે આપણે નમક ચાખીએ છીએ તો તરત જ થૂંક ઉત્પન્ન

કરનાર ગ્રંથીઓ, ખોરાક પચાવવા માટે પ્રવાહીને છોડવાનું શરૂ કરી દે છે. જેનાથી ખાવાની ઈચ્છા થાય છે, ખાવાનું સ્વાદિષ્ટ લાગે છે. તથા ભૂખ ઉઘડે છે. અને અલ્લાહની નેઅમતની કદરદાની થાય છે.

ખાધા પછી જેમકે ઝબાન, ગળા અને ખોરાકની નળીમાં ખોરાક, ઘી અન્ય ચિકણી વસ્તુઓનું તળ (તળીયું) જામી જાય છે. જે તંદુરસ્તી માટે નુકસાન કારક છે. અને લઈ નમક (સોલ્ટ)એ તળને ખત્મ કરી દે છે.

(સુન્નતે નબવી ઓર જદીદ સાયન્સ : પેજ-૯૧)

નોંધ : ગુજરાતી ભાષામાં સોલ્ટ માટે 'મીઠુ' શબ્દ વપરાય છે. જેથી ઘણા લોકો મીઠી વસ્તુ સમજે છે. વાસ્તવમાં 'મીઠુ' એટલે કે સોલ્ટ છે.

## (૩૧) ખાવામાં ફૂંક મારવા વિશે વિજ્ઞાન...

સાયન્સ : માણસ ઓકિસજન લે છે અને કાર્બન ડાયોકસાઈડ બહાર કાઢે છે. હવે તે કાર્બન ડાયોકસાઈડમાં ઘણા બધા કિટાણું હોય છે. જયારે તે ફૂંક મારશે તો તે ફૂંકના વડે કિટાણું ખાવામાં ભેળવાઈ જાય છે.

તેમજ કોઈક વખતે સામૂહિક રીતે જમવામાં અગર કોઈએ ફૂંક મારી અને એની ફૂંકમાં બિમારીના કિટાણું હોય તો ખાવામાં દાખલ થઈ જશે. તો બધા જ જમવાવાળાઓનું નુકસાન થશે. એટલે જ ખાવામાં ફૂંક મારવાથી મનાઈ કરવામાં આવી છે.

(સુન્નતે નબવી ઔર જદીદ સાયન્સ : પેજ-૯૩)

## (૩૨) ખાવા પહેલા કોગળો કરવો વિજ્ઞાનમાં...

વિજ્ઞાન : ખાવાથી પહેલા કોગળો કરી લેવામાં આવે. આખો દિવસ હવા અને શ્વાસ લેવાના રૂપમાં ધુમાડો અને રજકણો (મોંની) અંદર દાખલ થાય છે. હવે જો (એવા સંજોગે) ખાવાનો કોળીયો (નિવાલો) ગળેથી ઉતારવામાં આવે તો તે રજકણો પણ અંદર સાથે સાથે ઉતરશે. આના લઈ કોગળો કરવાનું કહેવામાં આવ્યું છે જેથી મોં સાફ અને ચોખ્ખું થઈ જાય. (સુન્નતે નબવી ઔર જદીદ સાયન્સ : પેજ-૯૨)

## (૩૩) ખાવા પહેલા હાથ ધોવા અને ન લૂંછવા વિશે વિજ્ઞાન

વિજ્ઞાન : માણસના જીવનની પ્રવૃત્તિમાંથી છે કે અલગ-અલગ જગ્યાએ એના હાથ ઈસ્તેમાલ થાય છે. જેના લીધે એના હાથે રજકણો લાગેલા હોય છે. એટલા માટે શરઈ હુકમ એ છે કે હાથોને પાણીથી સાફ કરી લેવામાં આવે.

બીજી વાત આ છે કે હાથ ધોયા પછી કાપડ (ટુવાલ) વગેરેથી ન લૂંછવામાં આવે. કેમકે તે કાપડ પર લાગેલા રજકણો એના હાથ પર કંઈ ન કંઈ લાગી ન જાય. માટે લુંછવાથી પણ મના કરવામાં આવે છે.

## ✤ એક કિસ્સો :

એક ટ્રક ડ્રાઈવરે ખાવા માટે એક હોટલથી નજીક પોતાનો ટ્રક ઉભો રાખ્યો. નીચે ઉતરીને એણે ટ્રકના ટાયર ચેક કર્યા અને પછી ખાવાનું ખાધું. બનાવ એવો બન્યો કે ખાવાનું ખાવા સાથે જ ડ્રાઈવરનો ઈન્તેકાલ થઈ ગયો. જયારે કે એ હોટલથી ઘણા બીજા લોકોએ પણ ખાવાનું ખાધું. પણ એમને કંઈ ન થયું. ઘણું, ચિંતન-મનન કર્યા પછી ખબર પડી કે મર્હુમે ટાયર ચેક (તપાસ) કરવા માટે ટાયરને હાથ લગાડયો હતો. જેના પર એક ઝેરી સાપ ઘવાયેલો હતો. જેનું તાજું ઝેર ટાયર પર લાગેલું હતું. અને તે જ ઝેર હાથ પર લાગી ગયું અને હાથ ન ધોવાથી ઝેર ખાવામાં દાખલ થઈ એની મૌત (ઈન્તેકાલ)નું કારણ બન્યું.

(સુન્નતે નબવી ઔર જદીદ સાયન્સ : પેજ-૯૧)

અલ્લાહ તઆલા દરેકને હાથ ધોવાની અને અન્ય સુન્નતો પર અમલની તોફીક નસીબ ફરમાવે. આમીન.



# (૭) પહેરવેશ બાબતે મસાઈલ

## (૧) પહેરવેશનો મૂળ હેતુ (મકસદ)...

મસ્અલા : કપડાં પહેરવાનો મુળ હેતુ (મકસદ) સતરના ભાગને છુપાવવું છે. માટે જે લિબાસથી આ હેતુ (મકસદ) પૂરો ન થતો હોય, તેવો લિબાસ પહેરવો જાઈઝ નથી. ભલે ને તે પછી પહેરનાર પુરુષ હોય કે સ્ત્રી હોય. (કામૂસુલ ફિકહ : ૪/૫૭૮)

## (૨) સામુહિક રીતે લિબાસ પાંચ પ્રકારનો હોય છે...

(૧) ફર્ઝ (૨) મુસ્તહબ (૩) મુબાહ, જાઈઝ (૪) મકરૂહ (૫) હરામ.

### ✤ ફર્ઝ લિબાસ :

એવો લિબાસ જેનાથી પુરુષ અને સ્ત્રીના સતરનો ભાગ છૂપાઈ જાય, ફર્ઝ છે. કેમકે સતર છુપાવ્યા વિના રહેવું હરામ છે. માણસ માટે ઋતુ (વેધર) પ્રમાણે લિબાસ પહેરવો પણ વાજીબ છે. કુર્આન મજીદમાં લિબાસનો એક હેતુ આ પણ બયાન કર્યો છે કે તેનાથી શરદી, ગરમીથી હિફાઝત (સુરક્ષા) રહે. (સુરએ નહલ) આનાથી શરીરની તંદુરસ્તી જળવાય રહે છે. અને શરીર અલ્લાહની નેઅમત છે. જેની હિફાઝત વાજીબ છે.

### ✤ મુસ્તહબ લિબાસ :

મુસ્તહબ (પસંદગી પાત્ર) લિબાસ આ છે કે આદમી (પુરુષ-સ્ત્રી)નો લિબાસ રસૂલુલ્લાહ સલ.ના લિબાસની જેમ હોય અથવા તેનાથી હળતો-ભળતો હોય (એટલે કે સ્ત્રીઓ માટે આપની તાલીમ મુજબ હોય) અથવા યુગના નેક અને દીનદાર લોકોના જેવો હોય. એવો ન હોય કે જાઈઝ તો હોય પણ તેનાથી પહેરનારની અપ્રમાણિકતા જાહેર થાય, જેમકે અમૂક લોકો લુંગી-બંડી પહેરીને બજારોમાં, રસ્તાઓમાં ફરતા હોય છે.

### ✤ મુબાહ અને જાઈઝ લિબાસ :

મુબાહ (યોગ્ય) અને જાઈઝ લિબાસ એ છે કે જેમાં ખૂબસુરતી, શૃંગાર અને સજાવટનો ખ્યાલ રાખ્યો હોય. તે પણ શરીઅતની હદ (મર્યાદા)માં હોય. તો તે લિબાસ મુબાહ (યોગ્ય) કહેવાશે.

### ✤ મકરૂહ (ધિક્કારપાત્ર) લિબાસ :

અમૂક એવા કારણો છે જેના લીધે લિબાસ મકરૂહ (ધિક્કારપાત્ર) બની

જતો હોય છે. જેમાંથી અમુકનો સંબંધ લિબાસ સાથે છે જેમકે લિબાસનું શોર્ટ, ફીટ અને બારીક (પાતળુ) હોવું. અને અમૂક કારણોનો સંબંધ લિબાસ પહેરનાર સાથે છે, જેમકે ઉત્તમ અને શ્રેષ્ઠ લિબાસ પહેરીને પોતાને ઉચ્ચ દરજાનો સમજવો અને બીજાને મામૂલી દરજાનો સમજવો. એવી જ રીતે બીજાને તુચ્છ નજરે જોવું અને ઘમંડ અને મોટાઈ મારવી વગેરે, એવી જ રીતે લોકોમાં શોહરત પ્રાપ્ત કરવાની (પ્રખ્યાત, ફેમસ થવાની) નિય્યતથી ઉત્તમ અને શ્રેષ્ઠ લિબાસ પહેરવો. જયારે કે આ વિશે હદીસ શરીફમાં ઘણી સખ્ત વઈદ અને ધમકીનું વર્ણન છે.

હદીષ શરીફ : રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું : જે કોઈએ શોહરત (દેખાવ)નો લિબાસ પહેર્યો. અલ્લાહ તઆલા કયામતના દિવસે તેને રૂસ્વાઈ અને બદનામી (નામોશી) નો લિબાસ પહેરાવશે. (ઈબ્ને માજહ)

### ✤ હરામ લિબાસ :

એવો લિબાસ જેને પહેરવામાં પુરુષ-સ્ત્રી વચ્ચે (અથવા ગૈર કૌમ સાથે) સરખામણી (મુશાબહત) થતી હોય. હકીકત આ છે કે સરખામણી-ના અમુક દરજા ફકત મકરૂહ નથી, બલ્કે હરામ પણ છે. જેમ કે ઈમામ નવવી રહ. એ લખ્યું છે કે સહીહ વાત આ છે કે પુરુષોએ સ્ત્રીઓ સાથે અથવા સ્ત્રીઓએ પુરુષો સાથે સરખામણી કરવી બુખારી શરીફની હદીસ શરીફના આધારે હરામ છે.

ઉપરોકત હદીષના આધારે આજના યુગમાં સ્ત્રીઓ માટે પેન્ટ, કોટ, શર્ટ વગેરે પહેરવું જાઈઝ નથી. એવી જ રીતે પુરુષો માટે સ્ત્રીઓ જેવા લિબાસ પહેરવા, વાળ રાખવા, ચહેરા અને હોઠ પર કોઈ પણ જાતનો રંગ કરવો, આઈબ્રો કરવો, સોનાની ચેન પહેરવી વગેરે સ્ત્રીઓ સાથે સરખામણી છે અને આમ કરવું હરામ છે. (કામૂસુલ ફિકહ : ભાગ-૪, પેજ-૫૭૩ થી ૫૭૫)

## (3) લિબાસ પહેરવાના આદાબ...

(૧) લિબાસને અલ્લાહ તઆલાની નેઅમત સમજવું (૨) પાક-સાફ લિબાસ પહેરવો (૩) સફેદ લિબાસ પહેરવો (૪) ગૈર કૌમના લિબાસ જેવો લિબાસ ન પહેરવો (૫) ઘમંડ કરનાર (મોટાઈ મારવાવાળા)ના લિબાસ જેવો લિબાસ ન પહેરવો (૬) લિબાસ પહેરવામાં પુરુષોએ સ્ત્રી-ઓની અને સ્ત્રીઓએ પુરુષોની સરખામણી ન કરવી (૭) લિબાસ પહેરવામાં જમણી બાજુથી શરૂઆત કરવી (૮) લિબાસ ઉતારવામાં ડાબી

બાજુથી શરૂઆત કરવી (૯) રોજીંદાનો લિબાસ પહેરતી વખતે આ દુઆ પઢવી : **અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની હાઝા. વ રઝકનીહી મિન ગૈરી હૌલિમ્મિન્ની વલા કુવ્વતિન.** (અબૂદાવુદ શરીફ) (૧૦) નવો લિબાસ પહેરતી વખતે આ દુઆ પઢે : **અલ્લાહુમ્મ લકલ હમ્દુ, અન્ત કસૌતનીહી, અસ્અલુક મિન ખૈરિહી-વ ખૈરિ-મા-સૂનિઅ લહૂ. વઅઊઝુબિક મિન શર્રિહી. વશર્રિમા-સૂનિઅ લહુ.** (અબૂદાવૂદ શરીફ) (૧૧) જયારે કોઈને ધોયેલો લિબાસ પહેરેલો જોવે તો આ દુઆ પઢે : **ઇલ્બિસ જદીદન, વ ઇશ હમિદન, વ મુત શહીદન.** (ઈબ્ને માજહ, સુનન વ આદાબ : પેજ-૪૯-૫૧)

## (૪) સ્ત્રીઓના શરઈ લિબાસની ઓળખે...

મસ્અલા : સ્ત્રીઓએ શરઈ લિબાસની ઓળખ માટે સામાન્ય નિયમો યાદ રાખવા જોઈએ.

(૧) દરેક એવો લિબાસ જેને પહેરવું પુરુષો સાથે ખાસ છે, એટલે કે જેને ફકત પુરુષો જ પહેરતા હોય તો તેને સ્ત્રીઓએ પહેરવું જાઈઝ નથી જેમકે પેન્ટ, ટી-શર્ટ વગેરે.

(૨) એવો લિબાસ જેનું પહેરવું ગૈર કોમની સ્ત્રીઓ સાથે ખાસ છે, તો તેને મુસ્લિમ સ્ત્રીઓએ પહેરવું જાઈઝ નથી. જેમકે સાડી ચણિયા વગેરે.

(૩) એવો લિબાસ જેને પહેરવાથી લિબાસ પહેરવાનો હેતુ (શરીરને છુપાવવું) પૂરો ન થતો હોય એટલે કે એવો લિબાસ પહેર્યા પછી પણ શરીરનો મૂળ આકાર નજર આવતો હોય તો તેનું પહેરવું જાઈઝ નથી. ભલે ને પછી તે બૂરખો વગેરે હોય. (અલગ અલગ કિતાબોનો ખુલાસો)

## (૫) પેન્ટ–શર્ટના પહેરવેશ બાબતે...

મસ્અલા : પેન્ટ-શર્ટ પહેરવાનો રિવાજ દુનિયાભરમાં એટલો ફેલાઈ ગયો છે કે હવે એમાં ગૈર કૌમની સાથે સરખામણી થવાનું કારણ લગભગ બાકી રહયું નથી. એટલા માટે પેન્ટ-શર્ટ પહેરવાને હરામ નહીં કહી શકાય. અલબત્ત આ વાત જરૂર છે કે પેન્ટ-શર્ટ પહેરવું નેક લોકોનો પહેરવેશ નથી. બલ્કે કાફિરોનો પ્રચલિત કરેલ છે. આના લઈ પેન્ટ-શર્ટ પહેરવું પસંદગી પાત્ર પણ નથી. બની શકે ત્યાં સુધી એનાથી સાવચેતી રાખવી જોઈએ. (ફિકહુલમુઆમલાત : ૩/૫૬)

નોટ : આ મસ્અલો એવા પેન્ટ-શર્ટ બાબતે છે જેને પહેરવાથી શરીરના અંગોનો આકાર નજરે ન પડતો હોય.

### (૬) વર્તમાન યુગના પેન્ટ-શર્ટ બાબતે...

મસ્અલા : અગર પેન્ટ એટલી ચુસ્ત (ફીટ) અને તંગ (શોર્ટ) હોય કે જેને પહેરવાથી શરીરના અંગોના આકારનું પ્રદર્શન થતું હોય. જેમકે આજના યુગમાં એવી પેન્ટ પહેરવાનો વધારે પડતો રિવાજ થતો જઈ રહ્યો છે તો એનું પહેરવું અને લોકોને દેખાડવું-જોવું બધું જ હરામ છે. જેમકે નગ્ન (એટલે કે કપડા ન પહેરેલા) માણસને જોવો હરામ છે.

આના લઈ આવી પેન્ટ પહેરેલા માણસના સતરના ભાગની તરફ ધ્યાનપૂર્વક ન જોવામાં આવે. અને એવા લોકોને શરીરના અંગોને છુપાવનાર પહેરવેશ પહેરવાની તાકીદ કરવામાં આવે.

(ફિકહુલમુઆમલાત : ૩/૫૬)

નોંધ : ઘણા લોકો એવું પેન્ટ પહેરે છે. જે ઘૂંટીઓથી નીચે હોય છે. અને ઉપરના ભાગે પણ એટલું નીચે હોય છે કે તેઓ સિજદામાં જાય છે તો તેમનું સતર (ગુપ્ત જગ્યા) દેખાય જાય છે. એનાથી નમાજ થાય છે કે નહિં તે પણ વિચારવા જેવી બાબત છે, આવા પેન્ટ પહેરવાથી બચવામાં જ ભલાઈ છે.

### (૭) પુરુષ અને સ્ત્રીના સતર વિશે...

મસ્અલા : સતર શરીરના તે ભાગોને કહે છે જેને છુપાવવા જરૂરી છે.

મસ્અલા : સ્ત્રીઓનું પુરુ શરીર સતરમાં દાખલ છે. અલબત્તા નમાઝ પઢવાની હાલતમાં ચહેરો, બન્ને હથેળી અને બન્ને પગના પંજા સતરમાં દાખલ નથી. જેને નમાઝની હાલતમાં ખુલ્લા રાખવાની પરવાનગી છે. અને નમાઝ સિવાય દરેક હાલતમાં પુરા શરીરને છુપાવવું જરૂરી છે. (ખ્વાતીનકે શરઈ અહકામ : પેજ-૨૭) અને પુરુષનું સતર દૂંટીથી લઈને ઢીંચણ સુધી છે જેને છુપાવવું અત્યંત જરૂરી છે.

### (૮) સ્ત્રીઓએ સફેદ લિબાસ પહેરવા બાબતે...

મસ્અલા : સફેદ લિબાસ (ડ્રેસ) ફકત પુરુષો માટે જ ખાસ નથી. એટલે જ જો સ્ત્રીઓ પણ એવો સફેદ લિબાસ (ડ્રેસ) જેમાં કોઈ બીજા રંગની ડિઝાઈન હોય પહેરે તો એમાં કંઈ વાંધો નથી.

(આપકે મસાઈલ ઔર, ભાગ-૭, પેજ-૧૬૫)

### (૯) પાતળા કાપડનો લિબાસ પહેરવા બાબતે...

મસ્અલા : સ્ત્રીઓએ એવા પાતળા કાપડનો બનેલો ડ્રેસ પહેરવો

જેનાથી શરીરના છુપાયેલા અંગો દેખાતા હોય એવો લિબાસ પહેરવો જાઈઝ નથી. હદીષ શરીફમાં એવો લિબાસ પહેરનાર સ્ત્રીઓ માટે વઈદ (ધમકી) બયાન કરેલ છે. હઝરત નબીએ અકરમ સ.અ.વ.એ ફરમાવ્યું : એવી સ્ત્રીઓ જન્નતની સુગંધથી પણ મહરૂમ (વંચિત) રહેશે.

(આપકે મસાઈલ ઔર : ભાગ-૭, પેજ-૧૬૫)

## (૧૦) હાફ બાંય ફ્રોક પહેરીને નમાઝ પઢવા વિશે...

મસ્અલા : આજના યુગમાં હાફબાંય ફ્રોક અથવા બાંય વગરનું ફ્રોક પહેરવાની ફેશન છે. જે એક, બેશરમીનો લિબાસ છે. આવો લિબાસ પહેરનાર સ્ત્રીઓએ જાણવું જોઈએ કે નમાઝ પઢવાની હાલતમાં સતર છુપાવવું જરૂરી છે. એટલે કે ફકત બન્ને હાથની હથેળી અને પગના પંજા અને ચહેરો ખુલ્લો રાખવાની પરવાનગી છે. આના લઈ આવો લિબાસ પહેરવાની હાલતમા કોઈ ઓઢણી કે બુરખી ઓઢી લેવી જેનાથી સતર છુપાઈ જાય જેથી નમાઝ સહીહ થઈ જશે. નહિંતર નમાઝ સહીહ થશે નહિ. (ફતાવા મહમૂદિયહ : ભાગ-૧૨, પેજ-૩૮૪, અલ્લિબાસુલ મહમૂદ : પેજ-૩૫૯, શામીના હવાલાથી)

## (૧૧) ઘરમાં હાફ બાંય ફ્રોક પહેરવા વિશે...

મસ્અલા : ઘરમાં ઓરતો માટે પોતાના મહરમ પુરુષો (જેમકે સગો ભાઈ-બાપ વગેરે)ની સામે અડધી બાંયવાળું (હાફ બાંય) ફ્રોક પહેરવામાં કશો વાંધો નથી. પરંતુ વધારે સારૂં આ છે કે એમની સામે પણ ન પહેરે. અને ઘરમાં જો ગેર મહરમ પુરુષો (જેમકે પિત્રાઈ ભાઈ અથવા કોઈ મજૂર વગેરે)ની અવર-જવર હોય તો તેવા સંજોગોમાં હાફ બાંય ફ્રોક પહેરવાની બિલકુલ પરવાનગી નથી, કેમકે ગૈર મહરમ પુરુષ સામે આવો પહેરવેશ પહેરવો શરઈ દ્રષ્ટીએ જાઈઝ નથી. (હિદાયહ : ૪/૪૬૧)

## (૧૨) દુપટ્ટો કે ઓઢણી કેવી રીતે ઓઢવી જોઈએ...

મસ્અલા : દુપટ્ટો અને ઓઢણી વગેરે એવી રીતે ઓઢવામાં આવે કે છાતીનો ભાગ અને શરીરના અન્ય ભાગો નજર ન આવે, કોઈ પણ સંજોગે એવી રીતે ન ઓઢે કે દુપટ્ટાના બન્ને કિનારા પાછળની બાજુ નાંખી દે. જેનાથી છાતી, ગળાનો ભાગ દેખાઈ આવે જેમકે ઈસ્લામ ધર્મથી પહેલાની સ્ત્રીઓમાં રિવાજ હતો. (બલકે એવી રીતે ઓઢે કે ગુપ્ત અંગો છુપાયેલા રહે.) (જદીદ જીન્સીયાત, પેજ : ૧૬૫)

## (૧૩) ચૂડીદાર શલવાર પહેરીને નમાઝ પઢવા વિશે...

મસ્અલા : પ્રથમ વાત આ કે એવો પહેરવેશ પહેરવાથી સાવચેતી રાખવી જોઈએ, જેનાથી શરીરનો મુળ આકાર નજર આવતો હોય.

મસ્અલા : ચૂડીદાર શલવાર પહેરીને નમાઝ પઢવાથી નમાઝ તો સહીહ થઈ જશે. પણ એનાથી શરીરના અંગોનો આકાર સ્પષ્ટ નજર આવે છે. એટલા માટે આવો ડ્રેસ પહેરવાથી બચવું જોઈએ. ખાસ કરીને જયારે પરિવારના ગૈર મહરમ લોકો પણ મકાનમાં સાથે રહેતા હોય.

(ફતાવા મહમૂદિયહ : ૧૮/૩૧૧)

## (૧૪) શોર્ટ, ફીટ અને પાતળો લિબાસ પહેરવા વિશે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાની લા'નત ઉતરે (એટલે કે અલ્લાહની રહમતથી દૂર થઈ જાય) તેવી સ્ત્રીઓ પર જે એવો લિબાસ પહેરે છે કે જેને પહેરવા છતાંય ન પહેરવા બરાબર લાગે છે.

આ રિવાયતમાં એવો લિબાસ પહેરવું મુરાદ છે જે શોર્ટ, ફીટ અને બારીક હોય આના લઈ મસ્અલો છે કે એવો પાતળો અને ફીટ-ચુસ્ત લિબાસ પહેરવો જેનાથી શરીરનો રંગ તથા શરીરના અંગોનો મુળ આકાર દેખાતો હોય, જાઈઝ નથી. (કામૂસુલ ફિકહ : ૪/૫૭૮)

## (૧૫) પુરુષો માટે રેશમનો લિબાસ જરૂરત માટે પહેરવા વિશે

હદીષ શરીફ : હઝરત ઉમર (રદી.) શામ (સિરીયા) દેશમાં તશરીફ લઈ ગયા. ત્યારે આપ રદી.એ જામ્લીયહમાં તકરીર ફરમાવી. જેમાં આપ રદી.એ ફરમાવ્યું : રસૂલુલ્લાહ સ.અ.વ.એ રેશમના કાપડનો ઉપયોગ કરવાની મનાઈ ફરમાવી છે. પણ બે, ત્રણ કે ચાર આંગળ બરાબર રેશમના કાપડનો ઉપયોગ કરવાની છુટછાટ આપેલ છે. (તિરમિઝી શરીફ)

મસ્અલો : પુરુષો માટે રેશમના કાપડનો વપરાશ જરૂરત વખતે (સંકટ સમયે) બે, ત્રણ કે ચાર આંગળ બરાબર જાઈઝ છે.

## (૧૬) ટોપી પહેરવી ઈસ્લામી નિશાની છે...

મસ્અલા : નમાજ સિવાય સામાન્ય સંજોગોમાં પણ પાઘડી અને ટોપી પહેરવી હુઝૂર (સલ.) અને સહાબાએ કિરામ (રદી.)નો મામૂલ (નિત્યક્રમ) હતો. અત્યાર સુધી પણ દીનદાર મુસલમાનોમાં આ તરીકો

પ્રચલિત છે. આના લઈ માથા પર ટોપી પહેરી રાખવી અથવા પાઘડી બાંધવી ઈસ્લામી નિશાની છે. અને આજ ઈસ્લામી સંસ્કાર છે. એના વિરુધ્ધ સામાન્ય સંજોગોમાં ખુલ્લા માથે હરવું-ફરવું નાપસંદીદહ અને અદબના ખિલાફ છે. અને આ પશ્ચિમી દેશોની સંસ્કૃતિ અને સંસ્કાર છે. જે ઈસ્લામી સંસ્કારથી બિલકુલ વિરુધ્ધ છે. એટલા માટે પશ્ચિમી દેશોની નકલ ઉતારવાનું છોડી દઈને ઈસ્લામી સંસ્કાર અપનાવવા જોઈએ.

(ફિકહુલમુઆમલાત : ૩/૬૩)

નોંધ : આપણા સમાજમાં આ ઈસ્લામી નિશાની અને સંસ્કારને એટલી હદે છોડી દીધી છે કે ઘણા લોકો મસ્જિદોમાં પણ વગર ટોપીએ આવે છે અને ઉઘાડા માથે નમાજ પઢે છે. આટલી હદે ગફલત કરવાથી બચવું જોઈએ.



# (૮) શરઈ પર્દા બાબતે મસાઈલ

## (૧) મહરમ, ગૈર મહરમ પુરુષોની ઓળખ વિશે...

મહરમ પુરુષની ઓળખ :- મહરમ પુરુષ એવા પુરુષોને કહેવાય છે જેનાથી કદિયે નિકાહ ન થઈ શકે.

ગૈર મહરમ પુરુષની ઓળખ :- ગૈર મહરમ પુરુષ : એવા પુરુષોને કહેવાય છે જેનાથી ભવિષ્યમાં નિકાહ થઈ શકે.

## (૨) મહરમ પુરુષોની ચોખવટ, મસ્અલા સાથે...

મસ્અલા :- જે મહરમ પુરુષોથી પરદો કરવો સ્ત્રી ઉપર જરૂરી નથી, તેઓ આ છે. (૧) પતિ (૨) પિતા (૩) દાદા, પરદાદા (૪) નાના, પરનાના (૫) સસરા (પતિના બાપ, પતિના દાદા, પરદાદા, નાના, પરનાના સૌ શામેલ છે.) (૬) પોતાના પુત્રો જે પોતાની અવલાદમાં છે. (૭) પતિના પુત્રો જે બીજી કોઈ પત્નીથી હોય (૮) ભાઈ (એમાં સગાભાઈ કે બાપ તરફી અને માં તરફી પણ શામેલ છે.) (૯) ભત્રીજાઓ (૧૦) ભાણાઓ (૧૧) નાબાલિગ બાળકો.

મસઅલા : ઉપર વર્ણવેલ માણસો સામે એક સ્ત્રી પોતાનો ચહેરો, માથું, વાળ, ગરદન, ગળું, પીંડલી ખોલે તો કોઈ વાંધો નથી. અલબત્ત પેટ, પીઠ, છાતી અને દુંટીથી લઈ ઘુંટણ સુધીનો ભાગ ખોલવો પતિ સિવાય કોઈની સામે પણ જાઈઝ નથી.

મસઅલા : આ પુરુષો સ્ત્રી માટે મહરમ ગણવામાં આવે છે. તેઓની સાથે હજ્જ, ઉમરહનો સફર તથા અન્ય સફર કરવો જાઈઝ છે. અલ્બત્ત સસરા જવાન હોય અને ફિત્નાનો ભય હોય તો તેમની સાથે સફર કરવું યોગ્ય નથી.

## (૩) ગૈર મહરમ પુરુષોની ચોખવટ, મસ્અલા સાથે...

મસ્અલા : જે ગૈર મહરમ પુરુષોથી સ્ત્રી માટે પરદો કરવો જરૂરી છે, તેઓ આ છે (૧) કાકાના, મામાના છોકરા (૨) માસીના, ફોઈના છોકરા (૩) પતિના ભાણેજો, ભત્રીજાઓ (૪) પતિના ભાઈઓ (જેઠ-દેવર) (૫) બનેવી (૬) પિતરાઈભાઈ (જેમને લોકભાષામાં "ભાઈ" કહેવામાં આવે છે.) આ બધા ગૈર મહરમ છે. (૭) ઘરોમાં કામ કરતા નોકરો.

મસ્અલા : આ લોકોથી મુકમ્મલ પરદો કરવો એવી જ રીતે જરૂરી છે. જેવી રીતે કે પારકા પુરુષોથી મુકમ્મલ પરદો કરવો જરૂરી છે.

મસ્અલા : આ લોકોની સાથે કોઈ જાતનો સફર કરવો સહીહ નથી.

## (૪) ગૈર મહરમ પર નજર નાંખનાર હદીસની રોશનીમાં...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું : સારી પેઠે જાણી લો કે અલ્લાહતઆલા તે માણસ (સ્ત્રી-પુરુષ) ઉપર લા'નત વરસાવે છે. જે ગૈર મહરમો પર નજર નાંખે છે. અને તે માણસ (સ્ત્રી-પુરુષ) ઉપર પણ લા'નત વરસાવે છ, જે ગૈર મહરમોની સામે પોતાનો દેખાડો કરે છે. (મિશ્કાત શરીફ)

ફાયદો : (૧) ઉપરોક્ત હદીષથી સ્પષ્ટ થાય છે કે વ્યાપક નિયમ રૂપે પ્રત્યેક "હરામ નજર" ને લા'નત પાત્ર બતાવી છે. અને ન માત્ર જોવાવાળા પર લા'નત મોકલવામાં આવી છે. બલ્કે પોતાની ખુશી અને અધિકારથી જે કોઈ પણ પુરુષ કે સ્ત્રી કોઈ એવા સ્થળે ઉભા હોય જયાંથી શરીઅત વિરુધ્ધ (હરામ) નજર નાંખી શકાય અથવા કોઈ પણ પુરુષ અને સ્ત્રી, બીજા કોઈ પણ પુરુષ અને સ્ત્રી સામે તે અંગ ખોલી નાંખે. અને તે અંગ ખુલ્લો રહેવા દે જે અંગને જોવું હરામ છે તો એ દેખાડનાર (પુરુષ-સ્ત્રી) પર અલ્લાહ તઆલાની લા'નત ઉતરે છે. જેવી રીતે જોવાવાળા પર લા'નત ઉતરે છે.

ફાયદો : (૨) ઉપરોક્ત હદીષનું વધુ સ્પષ્ટીકરણ આ છે કે કોઈ સ્ત્રી પરદા વિના બજાર, મેળા અથવા પાર્ક (ગાર્ડન)માં ગઈ અને પુરુષોની નજર તેના ઉપર પડે તો તે પુરુષ અને સ્ત્રી પર અલ્લાહ તઆલાની લા'નત ઉતરે છે. કારણ કે આ સ્ત્રીએ પોતાના શરીરને પારકા પુરુષો સમક્ષ રજૂ કર્યું છે. તેવી જ રીતે કોઈ સ્ત્રી દરવાજા, બારી અથવા અગાસીમાંથી બહાર ડોકિયું કરે અને તેની નજર પારકા પુરુષોની ઉપર પડી જાય અથવા કોઈ પુરુષની નજર તેના પર પડી જાય તો એવી સ્ત્રી પણ શરીઅતની દ્રષ્ટીએ નજરને કારણે લા'નતને પાત્ર છે. એવી જ રીતે કોઈ સ્ત્રી પોતાના ઓટલે "પરદા" વગર બેસી પારકા પુરુષોને જોવાની તક આપે તે સ્ત્રી પણ લા'નતને પાત્ર છે. "અલ્લાહની લા'નત" એટલે કે અલ્લાહ તઆલા પોતાની રહમતથી દુર કરી દે છે.

## (૫) ઈરાદા વગર નજર પડી જવા બાબતે...

અલ્લાહનો હુકમ :- કુર્આન શરીફમાં પુરુષ અને સ્ત્રીઓને નજર નીચી રાખવાનો આદેશ આપેલ છે.

હદીષ શરીફ : હઝરત જરીર બિન અબ્દુલ્લાહ રદિ. ફરમાવે છેઃ હઝરત નબીએ અકરમ (સ.અ.વ.)ને કોઈએ ઈરાદા વિના અચાનક નજર પડી જવા વિશે પુછયું તો આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : સતત જોતા રહેવાને બદલે અથવા બીજીવાર જોવાને બદલે પોતાની નજર ફેરવી લો.

(મુસ્લિમ શ., તિરમિઝી શ.)

હદીષ શરીફ : હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત અલી (રદિ.)થી ઈરશાદ ફરમાવ્યું : અય અલી : તમારે માટે જન્નતમાં મોટો હિસ્સો છે. તમે એક નજર (જે ઈરાદા વગર પડી ગઈ હોય તો) પછી બીજી નજર ન નાંખો. કારણ કે પહેલી નજર (ઈરાદા વગર અને અચાનક હોવાથી) માફ છે. (મુસ્નદે બઝઝાર)

મસ્અલા : ગૈર મહરમને જોવું જાઈઝ નથી. ઈરાદા અને ઈખ્તિયાર વગર કોઈની ઉપર નજર પડી જાય તો તે નજર માફ છે, એટલે એની ઉપર કોઈ ગુનોહ થશે નહિ. અને એક વખત નજર પડી ગયા પછી એક ધારી નજરે જોઈ રહેવું અથવા બીજી, ત્રીજી વખત જોવું હરામ છે.

## (૬) સ્ત્રીઓ માટે સૌથી શ્રેષ્ઠ અમલ ઘરોમાં ટકી રહેવું છે

શરઈ તાલીમ : સ્ત્રીઓની ઈઝઝત-આબરૂ અને પવિત્રતાની સુરક્ષા તથા સમાજની નૈતિક પવિત્રતા માટે સૌથી મહત્વની વાત આ છે કે સ્ત્રીઓનો પુરુષો સાથે ઓછામાં ઓછો મેળાપ થાય. જેનો સારો ઉપાય આ છે કે સ્ત્રીઓ પોતે શરઈ જરૂરત વિના ઘરમાંથી બહાર ન નીકળે, કારણ કે એમનું વધુ પડતું ઘરમાંથી બહાર નીકળવું અને ગૈર મહરમો (પારકા પુરુષો) સાથે મેળાપ થવું સખત ફિત્નાનું કારણ બને છે. આજ કારણે કુર્આન મજીદે મુસ્લિમ સ્ત્રીઓને પોતાના ઘરોમાં ટકી રહેવાનો ખાસ આદેશ આપ્યો છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે :- અય નબી (સ.અ.વ.)ની પત્નિઓ, તમે સામાન્ય સ્ત્રીઓ નથી. જો તમે અલ્લાહ તઆલાથી ડરનારી હોય તો પારકા પુરુષો સાથે નરમીથી વાત ન કરો. જેથી તે માણસ જેના દિલમાં કોઈ પણ પ્રકારનો રોગ (ખોટો વિચાર) હોય તે લાલચ પેદા ન કરે. અને કાયદા અનુસાર વાત કહો. તથા પોતાના

ઘરોમાં ટકીને રહો. અને શણગારનું પ્રદર્શન ન કરો અને નમાઝ કાયમ કરો (પાબંદીથી પઢતા રહો) અને ઝકાત આપતા રહો અને અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સ.અ.વ.)ની તા'લીમ મુજબ અમલ કરતા રહો. (પારહ-૨૨)

આ આયતથી બે મહત્ત્વના હુકમ સ્પષ્ટ થાય છે :

(૧) પ્રથમ એ કે સ્ત્રીઓએ ગૈર મહરમ પુરુષો સાથે વાત-ચીત કરતી વખતે સાવચેતીથી કામ લેવું જોઈએ. પોતાની વાણી અને ઢબ-છબમાં નરમાશ અને મીઠાશ ના લાવે. અને જરૂરત વિના વાતો વધારે નહિ. જેથી કોઈ રોગિષ્ઠ અને અનિષ્ટ માણસ એના વિશે ખરાબ ખ્યાલ (વિચાર) લાવવાની નિડરતા ન કરે.

(૨) બીજો મહત્વનો હુકમ એ જાણવા મળ્યો કે સ્ત્રીઓ માટે પરદાની સૌથી સુંદર રીત આ છે કે તેમણે પોતાના ઘરોમાં ટકીને રહેવું જોઈએ અને જરૂરત વિના સૈર-સપાટા કરવા, મોજ-મજા માણવા તથા જરૂરત વગર ખરીદ-વેચાણ કરવા માટે ન નીકળવું એ એક એવી ખૂબી (સારી ટેવ) છે કે જે સ્ત્રીઓની હયા (શરમ)નો તકાદો છે. અને તેની પાક દામની (પવિત્રતા)ની હિફાઝત (સુરક્ષા) માટે જરૂરી છે.

મસ્અલા : આયતમાં આપેલ હુકમ નબી (સ.અ.વ.)ની પત્ની-ઓની સાથે-સાથે દરેક સ્ત્રીને લાગુ છે.

## (૭) સ્ત્રીઓ માટે શ્રેષ્ઠ અમલ હદીસ શરીફના દર્પણમાં...

હદીષ શરીફ : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) હુઝુર (સલ.)નો ઈરશાદ નકલ કરે છે કે સ્ત્રીઓ છુપાવી રાખવાની વસ્તુ છે અને બેશક જયારે તે ઘરેથી બહાર નીકળે છે તો શયતાન તેની તાકમાં લાગેલો રહે છે અને આ વાત નિશ્ચિંત છે કે સ્ત્રીઓ અલ્લાહતઆલાથી નજીક ત્યારે હોય છે જયારે કે તે પોતાના ઘરોમાં રહે છે. (તબરાની)

હદીષ શરીફ : હઝરત અલી (રદી.) ફરમાવે છે કે એક વખતે રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાએ કિરામ (રદી.)ને પૂછયું કે સ્ત્રીઓ માટે સૌથી સારો અમલ શું છે ? તો કોઈ સહાબીએ જવાબ આપ્યો. ત્યાર પછી હું ઘરે ગયો. તો મેં હઝરત ફાતિમા (રદી.)થી તેજ સવાલ પૂછયો. તો એમણે કહ્યું કે સ્ત્રીઓ માટે સૌથી સારો અમલ આ છે કે તે (પારકા) પુરુષોની નજરોથી મહફૂઝ (સુરક્ષિત) રહે. (હઝરત અલી (રદી.) ફરમાવે

છે) મે હુઝુર (સલ.)ની ખિદમતમાં હઝરત ફાતિમા (રદી.)નો જવાબ રજૂ કર્યો. તો આપ (સલ.) એ ફરમાવ્યું : બેશક ફાતિમા ! મારા શરીર (દિલ)નો ટુકડો છે. (કશ્ફુલ અસ્તાર)

મસ્અલા : સામાજિક પવિત્રતા અને પરદાના અનુસંધાને શરીઅત -માં અગત્યનો એક હુકમ આ પણ છે કે સ્ત્રીઓ જરૂરત વગર ઘરમાંથી બહાર ન નીકળે.

## (૮) બુરખો કેવો હોવો જોઈએ ?

મસ્અલા : બુરખો પહેવાનો હેતુ (મકસદ) શરીરને છુપાવવું છે કે કોઈ અંગ જાહેર ન થાય. જે કોઈ બુરખાથી આ હેતુ (મકસદ) પ્રાપ્ત થઈ જતો હોય તો તેનું પહેરવું શરીઅતની દ્રષ્ટીએ સહીહ છે. અને જેનાથી આ હેતુ (મકસદ) પ્રાપ્ત ન થતો હોય (જેમકે આજના યુગમાં પ્રચલિત એવા બુરખા જેનાથી શરીરનો દરેક અવયવનો આકાર નજર આવે છે. તો તેનું પહેરવું શરીઅતની દ્રષ્ટીએ યોગ્ય નથી. બલ્કે તેનું પહેરવું, ન પહેરવા બરાબર છે. મુસ્લિમ સ્ત્રીઓની શરમ, હયા ખતમ કરવા માટે યહુદી કૌમની આ એક ચાલબાજી (ચતુરાઈ) છે. અલ્લાહ હિફાઝત ફરમાવે. આમીન

## (૯) અડધો બુરખો પહેરવા બાબતે...

મસ્અલા : ઓરતો શરઈ કાનૂન મુજબ ઢીલા કપડાથી પુરુ બદન ઢંકાય એવી રીતે માથા પર ઓઢણીના બદલે એવો બુરખો ઓઢે કે જેનાથી માથું, કાન અને બન્ને હાથ પૂરા ઢંકાયેલા રહે, પરંતુ ચહેરો ખુલ્લો રહે તો આ પ્રકારનો બુરખો પહેરવાથી અમુક અંશે પર્દાના હુકમનો અમલ કરેલો ગણાશે. જરૂરત હોય તો એવો બુરખો પહેરીને અવર-જવર કરી શકાય છે. જે બિલકુલ બેપર્દગી કરતા ઉત્તમ છે.

(ફતાવા દીનીય્યહ, ભાગ-૪, પેજ-૨૯૫ નો ખુલાસો)

## (૧૦) બૂરખો પહેરવાનો ઉત્તમ તરીકો...

મસ્અલા : અમૂક સ્ત્રીઓ એવો બુરખો પહેરે છે જેમાં માથાના વાળ છુપાઈ જાય છે અને ચહેરો પણ છૂપાયેલો રહે છે. માત્ર આંખો જ ખુલ્લી રહે છે. આ પ્રકારનો બુરખો પહેરવો દુરૂસ્ત (સહીહ) છે. અલબત્ત શ્રેષ્ઠ આ છે કે આંખના ભાગ ઉપર જાળી પણ રાખવામાં આવે. (જેનાથી આંખો પણ નજરે ન પડે) (કિતાબુલ ફતાવા : ૬/૮૩)

## (૧૧) બુરખાને ખરાબ સમજવા બાબતે...

મસ્અલા : જે પુરુષ-સ્ત્રીઓ બુરખો પહેરવાને ખરાબ સમજે છે તેમણે જાણવું જોઈએ કે બુરખો પહેરવાથી કુર્આન-હદીસ શરીફમાં પરદાથી સંબંધિત હુકમોનું પાલન થાય છે. અને જેના આધારે કુર્આન-હદીસના હુકમોનું પાલન થતું હોય તેવી વસ્તુને ખરાબ સમજવું નાદાની અને જહાલત છે. અને ઈમાની ભાવનાના બિલકુલ વિરુધ્ધ છે. અને ઈસ્લામી હુકમોના અનાદર અને અપમાનના કારણે એવા લોકો વિશે ઈસ્લામ ધર્મથી નીકળી જવાનો ભય છે. (ઝુબદતુલ ફતાવા : ૧/૮૫ ગુજરાતી)

## (૧૨) ખુશીના પ્રસંગે શણગાર કરીને બહાર નીકળવું...

હદીષ શરીફ : જે કોઈ સ્ત્રી ખુશ્બુ લગાડીને પુરુષોની પાસેથી પસાર થાય છે જેથી તેઓ (પુરુષો) એની ખુશ્બુનો લ્હાવો લે. તો તે સ્ત્રી વ્યભિચારી છે. અને પ્રત્યેક આંખ (જે તેને જુએ) ઝિનાકાર છે. (નસઈ શ.)

### ✤ એક અફસોસજનક વાત :

આજના યુગમાં સ્ત્રીઓ પોતાના શોહર માટે શણગાર કરવાને બદલે બીજાઓ માટે શણગાર કરે છે. અને જયારે બહાર નીકળવાનો સમય આવે છે જેમકે શાદીનો પ્રસંગ હોય અથવા અન્ય કોઈ ખુશીનો પ્રસંગ હોય તો દરેક પ્રકારનો શણગાર કરીને બહાર નીકળે છે. ચહેરાનો શણગાર, મેકઅપ, લાલી અને પાવડરથી કરે છે. અને એવી ખૂશ્બુનો ઉપયોગ કરે છે કે જેને પુરુષો પણ મહસૂસ કરી લે છે. જયારે કે શરીઅતની તાલીમ છે કે સ્ત્રીઓએ એવી ખૂશ્બુ લગાડવી જોઈએ, જેનો કલર જણાય આવે પણ તેની સુંગંધ ન જણાવી જોઈએ. શરીરનો શણગાર એવા કપડા પહેરીને કરે છે જેમાંથી શરીરના અંગો (અવયવો) નજરે પડે છે. જેથી રોગિષ્ટ અને અનિષ્ટ પુરુષો એના વિશે ખરાબ વિચારો મનમાં લાવે છે. અને સમાજમાં બેહયાઈ અને બેશરમીનો માહોલ પેદા થાય છે. જેમાં સ્ત્રીઓની ઈઝઝત, આબરૂની નિલામી થવાની શંકાઓ પેદા થાય છે. અને સ્ત્રીઓ બુરખા પહેરે છે તો એમના બુરખા પણ એવા ફીટ અને ચુસ્ત હોય છે, જેમાં શરીરના અંગોના આકારનું પ્રદર્શન થતું હોય છે. અને બુરખા પહેરવાનો હેતુ બિલકુલ પ્રાપ્ત થતો નથી. અને અમુક બુરખા ડિઝાઈન અને શણગારથી એ રીતે ભરેલા હોય છે જે પુરુષોના આકર્ષણનું કારણ પણ બની જાય છે. અને દીનદાર માણસોએ શરમથી

આંખો નીચી કરી લેવી પડે છે. અલ્લાહ તઆલા દરેક મા-બહેનને સંપૂર્ણ પરદામાં રહેવાનું નસીબ કરે. આમીન.

## (૧૩) સ્ત્રીઓનું મહરમ વગર સફર કરવું શરીઅતમાં...

હદીષ શરીફ : હઝરત અબુ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર સ.અ.વ.એ ઈરશાદ ફરમાવ્યું : જે સ્ત્રી અલ્લાહ તઆલા અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે તે ત્રણ દિવસ અથવા તેનાથી વધારે અંતરનો સફર તેના પિતા, ભાઈ, પતિ, પુત્ર અથવા અન્ય કોઈ મહરમ વ્યકિત વગર કરે જ નહિ. (અબૂ દાવૂદ શરીફ)

મસઅલા : ત્રણ દિવસ કે તેથી વધુ અંતરથી શરીઅતમાં "તે અંતર" મુરાદ છે, જેટલા અંતરનો સફર કરવા પર નમાઝમાં કસર કરવાનો હુકમ છે. આજકાલના હિસાબે "૭૮, ૭૯" કિ.મી. થાય છે. આટલા અંતરનો સફર કરવાનો ઈરાદો હોય તો સ્ત્રી માટે મહરમ વ્યકિત વગર સફર કરવું જાઈઝ નથી.

## (૧૪) ઔરતનું બનેવી સાથે હજનો સફર કરવા વિશે...

મસ્અલા : (જે કોઈ) ઓરત સફરમાં નીકળે તો તેના સાથે એવા મહરમ (મર્દ)નું હોવું જરૂરી છે કે જેના સાથે ભવિષ્યમાં કોઈ પણ રીતે નિકાહ કરવા સહીહ નથી. બનેવી સાથે બહેનને તલાક આપવા પછી અથવા બહેનના મરણ પછી નિકાહ કરી શકાય છે. જેથી એમની સાથે હજ (અથવા બીજી જગ્યા)ના સફર માટે જઈ શકતી નથી.

(ફતાવા દીનીય્યહ : ભાગ-૪, પેજ-૩૩૫)

## (૧૫) બનેવી અને સાળી વચ્ચેના સંબંધ વિશે...

મસ્અલા : બનેવી એવા સંબંધીઓમાંથી છે જે ગૈરમહરમ કહેવાય છે. અને શરીઅતમાં ઔરતો પર ગૈર મહરમ પુરુષોથી પર્દો કરવું ફરજ છે. એટલે જ અતિશય જરૂરત વિના આપસમાં વાતચીત ન કરવી જોઈએ.

### ✤ એક અફસોસજનક વાત :

શરીઅતની તાલીમ અનુસાર બનેવી પારકા પુરુષ સમાન છે. પણ ઘણી અફસોસ જનક વાત છે કે ખુશીના પ્રસંગે (જેમકે શાદી વગેરેમાં) સાળીઓ બનેવીથી મસ્તી મઝાક કરતી હોય છે. જયારે કે તાલીમ આ છે કે અતિશય જરૂરત હોય તો એમનાથી જરૂરત પૂરતી જ વાત કરવામાં આવે. અને બનેવી પુરુષોમાં પણ એક અફસોસજનક વાકય પ્રચલિત છે.

"સાળી તો આધી બીવી હોતી હૈ" જેના લીધે અમુક વખતે બન્નેવ તરફથી શરઈ તાલીમથી ગફલતના લીધે એવું દ્રશ્ય બની જતું હોય છે કે અલ્લાહની પનાહ. અલ્લાહપાક સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન.

## (૧૬) શોહરની પરવાનગી વિના ઘરેથી બહાર નીકળવું...

હદીષ શરીફ : હઝરત મુઆઝ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે પણ સ્ત્રી અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે તેના માટે પોતાના શોહરના ઘરમાં એની પરવાનગી વિના કોઈને દાખલ થવા દેવું અને શોહરની મરજી વિના ઘરેથી બહાર નીકળવું અને આ બાબતમાં કોઈની વાત માનવી જાઈઝ જ નથી. (તબરાની)

હદીષ : હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે કોઈ પણ સ્ત્રી શોહરના ઘરેથી પરવાનગી વિના નીકળે છે, તો અલ્લાહ તેનાથી નારાજ રહે છે. જયા સુધી કે તે ઘરે પાછી ન આવી જાય અથવા શોહર તેનાથી (માફ કરીને) રાજી થઈ જાય. (કન્ઝુલ ઉમ્માલ)

હકીકત : ઘરેથી બહાર નીકળવા માટે શોહરની પરવાનગી મેળવવી, વાસ્તવમાં તે એક એવો નિયમ છે કે સ્ત્રીની ઈઝઝત, આબરૂની હિફાઝત માટે અને સુરક્ષિત રહેવા માટે ખુબ જ સહાયરૂપ છે. જે સ્ત્રીઓ પોતાના શોહરની પરવાનગી વિના જયાં ઈચ્છે ત્યાં આવતી-જતી રહે છે અને જેને ઈચ્છે તેને ઘરે બોલાવતી રહે છે. તેમના સંસ્કાર અને કર્તવ્યો દિવસે-દિવસે બગડતા જાય છે. અને ગુનાહોની ખીણમાં તે ધકેલાતી રહે છે.

## (૧૭) સખ્ત જરૂરત વખતે ઘરેથી બહાર કેવી રીતે નીકળવું

મસ્અલા : સ્ત્રીઓએ સખ્ત જરૂરત વિના ઘરેથી બહાર ન નીકળવું જોઈએ. અને કોઈ સખ્ત જરૂરત હોય જેમ કે મૌત-મય્યત અથવા શાદી-વિવાહના મૌકા પર, મા-બાપને તેમજ સગા-સંબંધીઓને મળવા ખાતર (વગેરે માટે) નીકળવું પડે તો બેપરદા થઈને ન નીકળે બલ્કે પરદાની સંપૂર્ણ પાબંદી સાથે એવી રીતે નીકળે કે શરીરનો કોઈ અંગ કે તેનો આકાર નજરે પડે નહિ.

## (૧૮) સ્ત્રીઓનું બેપરદા રહીને વેપાર કરવા વિશે...

મસ્અલા : અતિશય જરૂરત વિના (જેમકે એનું ભરણપોષણ કરનાર કોઈ ન હોય) સામાન્ય સંજોગોમાં બેપરદા રહીને સ્ત્રીઓએ વેપાર કરવો

શરઈ દ્રષ્ટીએ જાઈઝ નથી.

## (૧૯) સ્ત્રીઓનું સર્વિસ (નોકરી) કરવા વિશે...

**મસ્અલા :** વર્તમાન યુગમાં સ્ત્રી વર્ગમાં સર્વિસ (નોકરી) કરવાની રસ-રૂચિમાં વધારો થતો જઈ રહ્યો છે. અને પ્રાઈવેટ ઓફિસોમાં સ્ત્રીઓને પોતાની સેક્રેટરી તરીકે નિયુકત કરવાની પ્રવૃત્તિ વ્યાપક બનતી જાય છે. તથા ઓફિસરો એમની સાથે એકાંતમાં ગપ-સપ કરવામાં વ્યસ્ત નજરે પડે છે. હાલાંકે પવિત્ર ઈસ્લામી શરીઅતે અજનબી (પારકા) પુરુષ-સ્ત્રીઓને એકબીજા સાથે એકાંત પાળવાની મનાઈ ફરમાવી છે. તો એમને આપસમાં મનોરંજન અને ગપ-સપ કરવાની ઈજાઝત કેવી રીતે મળી શકે છે. જે શરઈ દ્રષ્ટીએ હરામ અને નાજાઈઝ છે. (આના લઈ સ્ત્રીઓએ એવી સર્વિસ કે જોબ ખાતર ન જવું જોઈએ. જે ગુનાહના કામ સુધી પહોંચાડવાનું કારણ બની શકે છે.) (ફતાવા હિન્દીયહ : ૫/૩૨૯)

## (૨૦) ગૈરમહરમ પુરુષોને જોવાથી પરહેઝ કરવા વિશે...

**આયત :** કુર્આન શરીફમાં સ્ત્રીઓને અલ્લાહ તઆલાનો આદેશ છે : અય નબી ! ઈમાનવાળી સ્ત્રીઓથી તમો કહો કે તેઓ પારકા પુરુષોને જોવાથી પોતાની નજરો નીચી રાખ્યા કરે. (પારહ : ૧૮)

**હદીષ શરીફ :** હઝરત ઉમ્મે સલમહ (રદિ.) ફરમાવે છે કે હું અને હઝરત મયમૂનહ (રદિ.) બન્નેવ, હઝરત રસૂલુલ્લાહ (સલ.)ની પાસે હતા કે અચાનક એક સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદી.) સામે આવ્યા જે આપ (સલ.) પાસે આવી રહ્યા હતા. (અને આ સહાબી) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મકતૂમ (રદિ.) અંધ હતા. એ કારણે અમો બંનેએ તેમનાથી પરદો કર્યો નહી. અને અમારી જગ્યાએ બેસી રહ્યાં. તો આપ સ.અ.વ.એ ફરમાવ્યું : એમનાથી પરદો કરી લો. મે અરજ કરીઃ યા રસૂલુલ્લાહ ! શું તેઓ અંધ નથી ? (આના લઈ તેઓ અમોને કયાંથી જોઈ શકશે ?) તો આપ (સલ.)એ ફરમાવ્યુંઃ (તેઓ અંધ છે.) શું તમે બંને પણ અંધ છો ? (શું તમે એમને નથી જોઈ રહ્યાં ?) (તિરમીઝી શરીફ)

**ફાયદો :** ઉપરોકત હદીષથી સ્પષ્ટ થયું કે સ્ત્રીઓએ શકય હોય ત્યાં સુધી પારકા પુરુષો ઉપર નજર નાખવાથી સાવચેતી રાખવી જોઈએ. જયારે કે આ પુરુષ, એક સહાબી હતા. અને આપ (સલ.)ની બંને પુનિત પત્નીઓ (હ. ઉમ્મે સલમા (રદી.) અને હઝરત મયમૂનહ (રદી.) અત્યંત

પાકદામન, પાકબાઝ અને નેક દીલ હતા. તેમ છતાં, આપ સ.અ.વ.એ બંને પત્નીઓને પરદો કરવાનો હુકમ આપ્યો. તો અન્ય સ્ત્રીઓએ તો પારકા પુરુષોથી પરદો કરવાનો કેટલો ખ્યાલ રાખવો જોઈએ.

મસ્અલા : કુર્આન, હદીષને જોતા, જાણવા મળે છે કે સ્ત્રીઓએ ગૈર મહરમ પુરુષોને જોવાથી પરહેઝ (સાવચેતી) કરવો જોઈએ.

(તબ્લીગ, માસિક : ઓકટોબર, નવેમ્બર-૨૦૧૪, પેજ-૩૭)

સમાજને પવિત્ર અને જાતીય અરાજકતાથી બચાવવા માટે અને બે શરમી તથા બે હયાઈથી દૂર રાખવા માટે શરીઅતે આપેલા આદેશો પૈકી એક મહત્ત્વ આદેશ નજરને નીચી રાખવાનો આપેલ છે. કેમકે વાસ્તવમાં નજર એ સંદેશા વાહકનું કામ કરે છે. અને તેની સાચવણી ન કરવી બેશરમી પેદા થવાનું પ્રથમ પગથીયું છે.

## (૨૧) ઔરતનું ઘરમાં ખુલ્લા માથે ફરવા વિશે...

મસ્અલા : (શરીઅતમાં) મર્દ અને ઔરત માટે સતર છુપાવવું જરૂરી છે. ઔરતો માટે સતર છુપાવવા (ઢાંકવા)ની મર્યાદા વધારે છે. તે પૈકી માથાના વાળને છુપાવવું (ઢાંકવું) પણ જરૂરી છે. જેથી કોઈ ઔરત સતરની મર્યાદા જાળવતી ન હોય, તો ફરીશ્તાઓ પણ એવી ઔરત પર લઅનત (ધિક્કાર) કરે છે. પોતાના શોહર માટે એમાં ઘણી છુટછાટ છે. જેથી એવી જગ્યાએ જયાં શોહર વગર બીજા કોઈ નામહરમ (એટલે કે કામ કરનાર મજૂર તથા અન્ય વ્યકિત)ની નજર ન પડતી હોય. જેમ કે પર્દાવાળા ઘરમાં, તો ઓરત ખુલ્લા માથે રહી શકે છે. અને એમાં લઅનતી ગણાશે નહિ. પરંતુ આપણે ત્યાં ઘરમાં પણ એહતેયાત (સાવચેતી) જળવાતો નથી. માટે ઘરમાં પણ માથું ઢાંકેલું રાખવું વધારે સારું છે. (કેમકે કોઈ પણ, કોઈ વખતે ઘરમાં દાખલ થઈ શકે છે.) (ફતાવા દીનીય્યહ : ભાગ-૪, પેજ-૩૧૮નો ખુલાસો, અહકામે પરદા : પેજ-૮૯, હ.થાનવી.રહ.)

## (૨૨) સ્ત્રીઓનું એકાંત વખતે ગાડીમાં મુસાફરી કરવા વિશે

મસ્અલા : ગાડીમાં બે કે વધારે છોકરીઓ (સ્ત્રીઓ) હોય તો ડ્રાઈવર માટે તેમને લાવવું કે લઈ જવું જાઈઝ છે. એક છોકરી (સ્ત્રી)ને લઈ જવું જાઈઝ નથી. એટલા માટે કે આવા સંજોગે પારકી સ્ત્રી સાથે એકાંતપણું થઈ જાય છે. જે પુરુષ અને સ્ત્રી બન્ને માટે હરામ છે.

(અહસનુલ ફતાવા : ૮/૫૧ નો ખુલાસો)

## (૨૩) ઘરમાં કામ કરનાર પુરુષોથી પરદો કરવા વિશે...

મસ્અલા : ઘરના કામ વગેરે કરવા માટે રાખેલ નોકરોથી પરદો કરવો જરૂરી છે. આમાં ગફલત કરવાને કારણે સમાજને ઘણા ગંભીર પરિણામોનો સામનો કરવો પડી રહ્યો છે. પ્રતિદીન નોકરો તરફથી સ્ત્રીઓ પર બળાત્કાર અને દુષ્કર્મના બનાવો વર્તમાન પત્રોમાં પ્રકાશિત થતા જોવા મળે છે. એ જ કારણે ઘરના પુરુષોએ આ મામલામાં ઘણું જાગૃત રહેવાની જરૂરત છે.

## (૨૪) નમાઝ પઢનાર સ્ત્રીનું માથું બાળક ખોલી નાખે તો...

મસ્અલા : નમાઝ પઢનાર માં (સ્ત્રી)નું માથું નાનું બાળક ખોલી નાંખે અને ત્રણ વખત "સુબ્હાનલ્લાહ" કહી શકાય એટલી વાર સુધી ખુલ્લું રહે તો નમાઝ તુટી જશે. અને જો માથું ખોલવાની સાથે જ ઢાંકી લેવામાં આવે તો નમાઝ સહીહ થઈ જશે.

(આપકે મસાઈલ ઔર, ભાગ-૨, પે-૨૪૧)

## (૨૫) ઔરતોનું કબ્રસ્તાન જવા બાબતે...

મસ્અલા : વર્તમાન યુગમાં જહાલત અને ફિત્નાઓને લીધે ઔરતો માટે કબ્રસ્તાન જવામાં ફુકહાએ કિરામ મના ફરમાવે છે. વળી પર સ્ત્રી સાથે અથવા ઔરતોએ નામહરમ મર્દો સાથે જવું જાઈઝ નથી. માટે રોકવું જોઈએ. અલ્લામા શામી (રહ.)એ એક હદીસ નકલ કરી છે જેનો અર્થ એ છે કે કબરોની ઝિયારત કરનારી ઔરતો પર અલ્લાહની લઅનત છે. જે આવા જ મોકા અને સમય માટે છે. (શામી. ૬૦૪/૧)

## (૨૬) ઔરતોએ ઈલેકશન વગેરેમાં ઉમેદવાર બનવા વિશે...

મસ્અલા : આજકાલ ઔરતોમાં પણ પુરુષોની દેખા-દેખી ઈલેકશન વગેરે જેવા જાહેર અને સાર્વજનિક ક્ષેત્રોમાં ઉમેદવાર બનવાનો શોખ જાગ્યો છે. જયારે કે ઈસ્લામી શરીઅતમાં ઔરતો માટે આવા કામો કરવાની બિલકુલ ઈજાઝત નથી. કેમકે ઓરતોમાં આવા કાર્યો કરવાની સલાહિયત (યોગ્યતા) છે જ નહિ. આ દરજો અને આની સલાહિયત ફકત પુરુષોને અર્પણ કરવામાં આવ્યો છે. આના લઈ મુસ્લિમ ઓરતોએ જાહેર અને સાર્વજનિક ક્ષેત્રો જેમકે ઈલેકશન વગેરેમાં ઉમેદવાર બનવું બિલકુલ યોગ્ય નથી. ઔરતો માટે એમાં ઘણી ખરાબીઓ છે. બલ્કે તેઓ માટે ઈજ્જતવાળું કામ એ જ છે કે ઘરોમાં રહીને અવલાદની તરબિયત

કરે અને પોતાની ઈઝઝત આબરૂની હિફાઝત કરવાની સાથે સાથે શોહરની ખિદમત કરતી રહે. (ફતાવા અબ્દુલગની : પેજ - ૪૩૯, ૪૪૦ વગેરે)

## (૨૭) ઉમેદવાર ઔરતોને વોટ આપવા કે અપાવવા વિશે...

મસ્અલા : ઔરતોનું આ પ્રકારના કાર્યોમાં ઉમેદવાર બનવું ઈસ્લામી તાલીમના વિરુધ્ધ છે. ગુનાહ પાત્ર કામ છે. ગુનાહિત કાર્યોમાં પરસ્પર મદદરૂપ થવાથી કુર્આન શરીફમાં મના કરવામાં આવ્યું છે. આના લઈ ઉમેદવાર ઔરતોને વોટ આપવો મના છે. એટલે કે ઔરતોને ઈલેકશન જેવા અન્ય કાર્યોમાં વોટ આપી-અપાવીને મદદરૂપ ન થવું જોઈએ. કેમકે ગુનાહિત કાર્યોમાં મદદરૂપ થવું પણ ગુનોહ છે.

(ફતાવા અબ્દુલગની : પેજ-૪૪૦ નો ખુલાસો)

કોઈ જગ્યાએ નવા કાયદાઓની, બંધારણની જોગવાઈઓ મુજબ સ્ત્રી અનામત સીટ હોય ત્યાં સ્ત્રીને વોટ આપી શકાય છે. વોટના અધિકારનો ઉપયોગ ન કરી ને રાજકીય આત્મહત્યા ન કરવી જોઈએ.

## (૨૮) ઈસ્લામી તાલીમ અને વર્તમાનયુગમાં સ્ત્રીઓની સર્વિસ

ઈસ્લામી તાલીમથી કોઈ પણ જાતની શક-શંકા વિના આ વાત માલુમ થાય છે કે ઈન્સાનની જીંદગી ખરેખર બે વિવિધ ક્ષેત્રો પર વહેંચાય જાય છે. (૧) ઘરના અંદરનું ક્ષેત્ર (૨) ઘરની બહારનું ક્ષેત્ર, આ બંને ક્ષેત્રો એવા પ્રકારના છે કે એમને સાથે રાખ્યા વગર મોઅતદીલ જીંદગી (સંતુલિત જીંદગી) ગુજારી શકાતી નથી. જેમકે હઝરત અલી. રદી. અને હઝરત ફાતિમા (રદી.)એ પણ પોતાના દરમિયાન બંને ક્ષેત્રોની વહેચણી ફરમાવી હતી. હઝરત અલી (રદી.) ઘરની બહારના કામ પૂરા પાડતા હતા. અને હઝરત ફાતિમા રદી. ઘરની અંદરના કામોને પૂરા પાડતા હતા. જેમાં બન્નેની જીંદગી વ્યવસ્થિત રીતે, સુખ-શાંતિ સાથે પસાર થતી હતી.

પરંતુ આજના યુગમાં અફસોસજનક વાત આ છે કે સ્ત્રીઓને આઝાદીના નામ પર ઝુલ્મની સાંકળે એવી બાંધી દીધી છે કે તેને પુરુષો માટે પ્રાઈવેટ સેક્રેટરીનો હોદ્દો આપી બિઝનેસ ચમકાવવા માટે પુરુષો માટે “સેલ્સ ગર્લ્સ” અને “મોડલ ગર્લ્સ” બનાવી દેવામાં આવી, લોકો ના પ્રોત્સાહન માટે “ચીયર લિડર્સ” બનાવી દીધી, અને આ મામલો ત્યાં સુધી પહોંચ્યો કે સ્ત્રીઓના માથા ઉપર દીન ઈસ્લામે જે ઈઝઝતનો તાજ

મુકયો હતો. અને પાક દામનીના ફુલોનો જે હાર પહેરાવ્યો હતો, તેને કઢાવીને ફેશનના નામ પર બેઈઝઝતીની જીંદગી ગુજારવા પર મજબૂર કરી દેવામાં આવી. અને બિઝનેસ સંસ્થા માટે અને પુરુષોના થાક દુર કરવા માટે એક મનોરંજનનો સામાન બનાવી દેવામાં આવી.

**યાદ રાખો !** જરૂરતના સમયે સ્ત્રી ઘરની બહાર પણ જઈ શકે છે પણ સાથે-સાથે બહાર નીકળવા બાબતે દીને ઈસ્લામે જે કંઈ તાલીમ આપી છે કે પરદાની પાબંદી હોવી જોઈએ. અને શરીરનો શણગાર ન કરવો જેથી કરીને પારકા પુરુષોની નજર લલચાય. શરીરના શણગાર કરવા પર દીને ઈસ્લામે કંઈ પ્રતિબંધ લગાડયો નથી. કેમકે મનોરંજન કરવું પુરુષ-સ્ત્રીનો કુદરતી (નેચરલી) હક છે. જેને તે પૂરો પાડી શકે છે. પણ જયારે કે તે ઈસ્લામી તાલીમ મુજબ શરીઅતની સીમા રેખાઓની અંદર રહીને હોય.



# (૯) પુરુષ-સ્ત્રીઓના મેડીકલ મસાઈલ

## (૧) પુરુષના વીર્યની લેબોરેટરી કરાવવા વિશે..

મસ્અલા : અગર કોઈને અવલાદ ન થતી હોય અને કોઈ (જાણકાર) સ્પેશ્યાલીસ્ટ ડોકટર વીર્યને લેબોરેટરીમાં ટેસ્ટ કરાવવાનો અભિપ્રાય આપે જેનાથી કોઈ કારણ માલુમ થઈ શકે અને એ પછી એના મુજબ ઈલાજ (ટ્રીટમેન્ટ) કરી શકાય તો આ કાર્ય જરૂરત ખાતર છે. આના લઈ ઈલાજના હેતુથી આની ઈજાઝત છે. (એટલે કે લેબોરેટરી કરાવી શકાય છે.) (ઈલાજ વ મુઆલજહ કે શરઈ અહકમ પેજ : ૧૧૯, ફતાવા મહમૂદિયહ : ૧૮/૩૭૩, પેજ-૧૧૯)

## (૨) નસબંદી અથવા ઔરતનું ઓપરેશન કરાવવા વિશે...

મસ્અલા : પુરુષ અને સ્ત્રીમાંથી કોઈએ એવું આયોજન કરી લેવું કે જેનાથી બાળકને જન્મ આપવાની સલાહિયત હંમેશા માટે ખતમ થઈ જાય અને ગર્ભ રેહવાના કોઈ સંજોગો ન રહે, જેમકે પુરુષનું નસબંદી કરાવવું, સ્ત્રીનું ઓપરેશન કરાવી લેવું, તો આ નસબંદી અને ઓપરેશન કરાવવું બિલકુલ નાજાઈઝ અને હરામ છે.

(ઈલાજ વ મુઆલજહ કે શરઈ અહકામ : પેજ-૧૨૬)

## (૩) ટેસ્ટ ટયુબ બેબી (ઈન્જેકશન) વડે અવલાદ પ્રાપ્તિ...

ટેસ્ટટયુબ બેબી એટલે કે મર્દનું વીર્ય લઈને ગર્ભાશયમાં પહોચાડવું.

ટેસ્ટ ટયુબ બેબીથી અવલાદ પ્રાપ્ત થવાના બે તરીકા છે.

(૧) જેમાં મર્દનું વીર્ય લઈને બીજી પારકી ઔરતના ગર્ભાશયમાં ગૈર ફિત્રી (અસ્ભાવિક) તરીકાથી પહોંચાડવામાં આવે. અને ડિલીવરી થવા સુધી તે વીર્યનો ઉછેર એના ગર્ભાશયમાં થયા કરે. અને ડિલીવરી થયા પછી જયારે બાળકનો જન્મ થઈ જાય ત્યારે ઔરતને ડિલીવરી સુધી એના વીર્યનો ઉછેર કરવા ખાતર જે કંઈ તકલીફ ઉપાડી એનું વળતર તે માણસ તેને આપે છે અને બાળક એની પાસેથી પોતાના કબ્જામાં લઈ લે છે. આમ કરવું શરીઅતની દ્રષ્ટીએ નાજાઈઝ અને હરામ છે.

(૨) મસ્અલા : ટેસ્ટ ટયુબ બેબી બાબતે ઈસ્લામી ફિકહ એકેડમી મક્કા મુકર્રમહનો ફેસલો નીચે મુજબ છે :

એવી વિવાહિત સ્ત્રી જેને ગર્ભ રહેતું નથી, એ પતિ-પત્નિ માટે

બાળકની જરૂરત એક જાઈઝ હેતુ છે, એના માટે ગર્ભધારણ કરવાનો જાઈઝ પધ્ધતિઓ અપનાવીને ઈલાજ કરાવવો દુરૂસ્ત (ગુંજાઈશ) છે.

પહેલી પધ્ધતિ (જેમાં પતિનું વીર્ય એની જ પત્નિના ગર્ભાશયમા ઈન્જેકટ કરીને ઉછેર કરવામા આવે છે.) નીચે વર્ણવેલ શરતોને આધિન રહીને, અને એ બાબતની સંપૂર્ણ તપાસ-નિદાન પછી જાઈઝ છે કે ઓરત આ પધ્ધતિની મોહતાજ છે.

બીજી પધ્ધતિ (જેમા પતિ વીર્ય અને પત્નિના કિટાણુંઓ લઈને ટેસ્ટ ટયૂબમા ઉછેરવામાં આવે છે, અને અમૂક સમય પછી જેના કિટાણુઓ લીધા છે તે પત્નિના ગર્ભાશયમા દાખલ કરી દેવામા આવે છે) શરીઅતની રૂએ આ પધ્ધતિ પણ જાઈઝ છે. પરંતુ આ પધ્ધતિ એની સાથે સંકળાયેલ અન્ય બાબતો અને શંકાઓથી પુરી રીતે સુરક્ષિત નથી. એટલે આ રીતને પણ અંતિમ જરૂરત સમયે જ નીચે દર્શાવેલ શરતોને આધિન રહીને જ અપનાવવી જોઈએ.

**શરતો :** મુસ્લિમ સ્ત્રીની બેપરદગી એવા વ્યકિત સામે, જે વ્યકિત સાથે આ સ્ત્રીએ શારિરીક સંબંધ બાંધવો શરીઅતની રૂએ દુરૂસ્ત નથી, કોઈ પણ રીતે જાઈઝ નથી. હા, એ બાબત અપવાદરૂપ છે કે કોઈ એવા હેતુને કારણે બેપરદા થવું પડે જે કારણે શરીઅતે બેપરદા થવા માટે માન્ય ઠરાવ્યું હોય.

- સ્ત્રીને કોઈ દુખદાયક બીમારીના ઈલાજની જરૂરત હોય અથવા શરીરની કોઈ અપ્રાકૃતિક બાબતથી પરેશાન થઈ રહી હોય, તો આ પણ એક જાઈઝ હેતુ છે, એના કારણે ઈલાજ માટે પતિ સિવાય અન્ય વ્યકિત (ડોકટર, નર્સ) સામે સતરનો ભાગ ખોલવાની ઈજાઝત છે. પરંતુ આ હાલતમાં પણ જરૂરત મુજબ જ સતર ખોલવમા આવે.
- જો સતરનો ભાગ કોઈ જાઈઝ હેતુ ખાતર કોઈ એવી વ્યકિત સામે ખોલવામા આવે જેની સાથે શરીઅતની રૂએ શારીરીક સંબંધ બાંધવો જાઈઝ નથી, તો એવા સમયે શકય હોય ત્યાં સુધી જરૂરી છે કે ઈલાજ કરનાર મુસલમાન નર્સ, અને તે પણ ન મળે તો ભરોસાપાત્ર મુસલમાન ડોકટર, નહિં તો અંતમા ગેર મુસ્લિમ ડોકટર.
- ડોકટર અને ઈલાજ કરાવનાર સ્ત્રી વચ્ચે એકાંત જાઈઝ નથી. માટે

ઈલાજ દરમિયાન પણ એનો પતિ અથવા બીજી કોઈ સ્ત્રી હાજર રહે.
(ઈસ્લામી ફિકહ એકેડમી મક્કા મુકર્રમહકે ફિકહી ફેસલે, પેજ- ૧૯૨,૧૯૩)

## (૪) ઓપરેશન દ્વારા ડિલેવરી પછી આવતા લોહી વિશે...

મસ્અલા : ઓપરેશન દ્વારા બાળકના જન્મ પછી જે લોહી નીકળે તેને નિફાસનું લોહી (પ્રસુતિ પછીનો રકત સ્ત્રાવ) લેખાશે અને તે સ્ત્રી પર નિફાસનો હુકમ લાગુ પડશે. અગર લોહી ઓપરેશનની જગ્યાએથી આવતું હોય તો તે નિફાસનું નહિં બલ્કે ઝખમનું લોહી કહેવાશે અને તેવા સંજોગોમાં સ્ત્રી ઉપર મુસ્તહાઝહ ઔરતનો હુકમ લાગુ પડશે. (એટલે કે એની સફાઈ વગેરે કરીને નમાઝ, રોઝહ વગેરે ઈબાદત કરવાનો હુકમ રહેશે.) (ફતાવા હક્કાનીયહ : ૨/૫૬૩)

## (૫) ગર્ભ ખાતર સગર્ભા મૃત સ્ત્રીનું ઓપરેશન કરવા વિશે

મસ્અલા : જો કોઈ ગર્ભવતી સ્ત્રીનો ઈન્તેકાલ (મૌત) થઈ જાય. અને તેના પેટમાં જીવતું બાળક હોય. જેનું જીવતું હોવું નિશ્ચિંત (યકીની) હોય તો ફુકહાએ કિરામે મૃત સ્ત્રીનું પેટ ચીરીને બાળક કાઢવાની ઈજાઝત આપી છે. (ફતાવા હક્કાનિયહ : ૩/૪૦૧)

## (૬) સગર્ભા સ્ત્રીને લોહી વહેવા લાગે...

મસ્અલા : અગર કોઈને પ્રેગ્નેટ પિરયડમાં લોહી વહેવા લાગે તો થઈ શકે ત્યાં સુધી દરેક પ્રકારના ઈલાજ (દવા)થી બંધ કરાવવાના પ્રયત્ન કરે. અને ઘણી વખતે વધારે પડતું લોહી વહી જવાથી સ્ત્રીના જીવનો અથવા બાળકને નુકસાન પહોંચવાનો ભય થઈ જાય છે. આના લઈ કોઈ (જાણકાર) સ્પેશ્યાલીસ્ટ ડોકટરની સલાહ હોય કે અગર ગર્ભ ન પડાવવાના સંજોગે સ્ત્રીના જીવનો ખતરો છે અથવા કોઈ ભયાનક બીમારીમાં ફસાઈ શકે છે અથવા સ્ત્રી પર તો કોઈ ખતરો નથી પણ બાળક અધુરું રહેશે (વિકાસ નહીં થઈ શકે) અથવા ખોડ-ખાપણવાળું થઈ જશે તો આવા સંજોગોમાં ચાર મહિના પહેલાની હાલતમાં (ગર્ભ) પડાવી દેવાની ઈજાઝત છે. (ઈલાજ વ મુઆલજહ કે શરઈ અહકામ : પેજ-૧૨૫)

## (૭) સ્ત્રીના જીવનો ખતરો હોય તો ઓપરેશન કરાવવા વિશે

મસ્અલા : જયારે નિષ્ણાંત, અનુભવી અને વિશ્વાસ પાત્ર ડોકટર (જેમાં મુસ્લિમ ડોકટર પણ હોય) ના મંતવ્ય અનુસાર બાળક પેદા થવાની

પરિસ્થિતિમાં ઔરતનો જીવ નીકળી જવાનો અથવા તેનો કોઈ અવયવ (અંગ) હલાક થઈ જવાનો વધારે પડતો અનુમાન હોય તો એવા સંજોગોમાં ઓપરેશન કરાવી દેવું જાઈઝ છે. જેથી ગર્ભાધાન થઈ શકે નહિ (અને ઔરતનો જીવ બચાવી શકાય).

(સફવતુત્તફાસીર : ૧/૪૮૩, સુ. માઈદહ, અહકામુલ કુર્આન, જસ્સાસ : ૧/૩૦૨)

## (૮) ગર્ભ રહી ગયા પછી પાડી નાંખવા વિશે...

મસ્અલા : પ્રેગ્નેટ થયા પછી ચાર મહિના થવા પહેલા કોઈ પણ પધ્ધતિથી કારણ વિના ગર્ભ પાડી નાખવું નાજાઈઝ અને હરામ છે.

(જદીદ મુઆમલાતકે શરઈ અહકામ : ૩/૧૫૨, ૧૫૩)

## (૯) પ્રેગ્નેટ સ્ત્રીઓનું મુલ્તાની વિગેરે માટી ખાવા વિશે...

મસ્અલા : પ્રેગ્નેટ સ્ત્રીઓ એ વખતમાં મુલ્તાની (વગેરે) માટી ખાય છે. એમણે જાણી લેવું જોઈએ કે માટી ખાવા વિશે હરામ હોવાનો મસ્અલો નુકસાન થવાના આધાર પર છે. જયારે કોઈ સ્પેશ્યાલીસ્ટ (જાણકાર) ડોકટર કહી દે અથવા અનુભવથી સાબિત થઈ જાય કે આટલા પ્રમાણમાં ખાવાથી નુકસાન નહિ થાય તો એટલા પ્રમાણમાં ખાવી જાઈઝ છે. એનાથી વધારે (જાઈઝ) નથી. (અહસનુલ ફતાવા : ૮/૧૨૫, ફતાવા આલમગીરી : ૬/૨૨૭, ફતાવા રહીમીયહ : ૫/૪૬૧)

## (૧૦) મજબૂરી વિના ગર્ભ રોકવાની પધ્ધતિઓ વિશે...

મસ્અલા : સ્ત્રીના ગર્ભાશયમાં વીર્ય દાખલ ન થાય તે માટે કયારેક પુરુષો નિરોધનો ઉપયોગ કરે છે, અને અમૂક વખતે સ્ત્રીના ગર્ભાશય પર કોપર્ટી ફીટ કરી દેવામાં આવે છે. જે લગભગ ત્રણ વરસ સુધી સુરક્ષિત રહીને વીર્યને ગર્ભાશયમાં દાખલ થવાથી રોકે છે. (અને અમૂક સ્ત્રીઓ એવી ખાસ પ્રકારની દવાઓનો ઉપયોગ કરે છે.) અગર ગર્ભ ન રાખવાની આ બધી તરકીબો કોઈ મજબૂરી વિના ફકત ગર્ભથી બચવા ખાતર કરવામાં આવતી હોય તો (શરીઅતમાં) એની ઈજાઝત નથી. અલબત્ત કોઈ ખાસ મજબૂરી હોય તો તેની ગુંજાઈશ (છૂટછાટ) છે.

(ઈલાજ મુઆલજહ કે શરઈ અહકામ : પેજ-૧૨૯)

## (૧૧) મજબૂરીના લઈ ગર્ભ ન રાખવા વિશે...

મસ્અલા : અમૂક એવી મજબૂરી છે જેના લીધે ગર્ભ રોકવું જાઈઝ છે. જેમકે...

- ઔરત એટલી કમજોર હોય કે ગર્ભનો વજન સહન કરી શકતી ન હોય.
- મિયાં-બીવી વચ્ચે વ્યવહાર સારો ન હોવાને લીધે અલગ થઈ જવાનો ઈરાદો હોય.
- પહેલાથી મોજુદ બાળકની તંદુરસ્તી ખરાબ થવાનો અતિશય ખતરો હોય.
- અગર કોઈ એવા કારણે ગર્ભ રહેવાથી રોકે જે ઈસ્લામી કાનૂનના વિરુધ્ધ હોય તો એવા કારણ અનુસાર ગર્ભ રોકવું બિલકુલ જાઈઝ નથી. (ફિકહુલ મુઆમલાત : ૩/૧૫૩)

## (૧૨) શરીઅતમાં હરામ કરેલ વસ્તુથી ઈલાજ કરવા વિશે

મસ્અલા : આમાં સારી વાત આ છે કે અગર હાલતે ઈઝતેરાર હોય એટલે કે તે હરામ કરેલ વસ્તુ ઈસ્તેમાલ કર્યા વિના જીવનું બચવું મુશ્કેલ હોય તો જરૂરત પ્રમાણે જ હરામ કરેલ વસ્તુથી ઈલાજ કરવો જાઈઝ છે. અને આ બાબતે નિષ્ણાંત અને વિશ્વાસપાત્ર ડોકટર (જેમાં મુસ્લિમ ડોકટર પણ હોય)નો મંતવ્ય હોવો જોઈએ. અગર જીવનો ખતરો ન હોય તો હરામ વસ્તુનો ઉપયોગ ઈલાજ માટે જાઈઝ નથી.

(ફિકહુલ મુઆમલાત : ૩/૧૬૫)



# (૧૦) નાનપણથી બાળપણના મસાઈલ બાબતે

## (૧) અવલાદની મહત્વતા ઈસ્લામ ધર્મમાં...

અવલાદ અલ્લાહની ઘણી મોટી નેઅમત છે. સમાજમાં એમની હેસિયત સુગંધિત ફુલો જેવી છે. તે માણસો માટે આંખોની ઠંડક અને આરામ (રાહત)નો ઝરિયો છે. એજ કારણે માણસની પ્રકૃતિમાં અવલાદ પ્રાપ્ત કરવાનો ઝબરદસ્ત શોખ રાખવામાં આવ્યો છે. આ શોખ એક મામૂલી માણસથી લઈને મહાનથી મહાન વ્યકિતમાં જોવા મળે છે. જેમકે હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઝકરીય્યા (અલ.)ના વિશે કુર્આનમાં વર્ણન છે. (હલાલ, હરામ : પેજ - ૪૨૨)

## (૨) તંદુરસ્ત અવલાદ જન્મ થવાના ઉપાય વિશે...

યોજના :- જે કોઈ સ્ત્રી ગર્ભના ટાઈમમાં જેટલું વધારે પપૈયું ખાવાનું રાખશે તો એટલું જ રૂપાળું, ખૂબસુરત અને તંદુરસ્ત બાળકનો જન્મ થશે. (તિબ્બે નબવી : પેજ-૮૬, બિખરે મોતી : ૧૨૫)

## (૩) બાળકના જન્મ થવા પર સંબંધીઓને તાલીમ...

મસ્અલા :- કુર્આન શરીફમાં તાલીમ છે કે આ મૌકા પર બાળકના વાલીદૈનને મુબારકબાદી આપવી જોઈએ તેમજ ખુશી જાહેર કરવી જોઈએ. જેમકે હઝરત ઈબ્રાહીમ (અલ.)ના ત્યાં હઝરત ઈસ્હાકના જન્મ થવાનું બયાન કુર્આનમાં છે. (હલાલ હરામ - ૪૪૩)

## (૪) છોકરીના જન્મ થવા પર નારાજ થવા વિશે...

મસ્અલા :- છોકરીના જન્મ થવા પર નારાજ, દુઃખી થવું તેમજ તેને મુસીબત અને ઝિલ્લત સમજવું જાઈઝ નથી. આ ગૈર કોમનો તરીકો છે. આનાથી મુસલમાનોએ બચવું જોઈએ, સાવચેતી રાખવી જોઈએ. એક હદીસ શરીફમાં છે કે તે સ્ત્રી મુબારક બાદીને પાત્ર છે જેના પહેલા હમલ (ગર્ભ)થી છોકરીનો જન્મ થયો હોય. (મઆરિફુલ કુર્આન : ૫/૮૦)

## (૫) બાળકની તહનીક (ઘૂંટી, ચાટુ) કરાવવા વિશે...

મસ્અલા :- તહનીકનો અર્થ ખજૂર ચાવવાનો થાય છે. તહનીકનો મતલબ એ છે કે બાળકના જન્મ પછી કોઈ બુઝુર્ગ અને નેક-દીનદાર વ્યકિત ખજૂર અથવા કોઈ મીઠી (સ્વીટ) વસ્તુ ચાવીને એનું થૂંક બાળકના

મોં મા એવી રીતે લગાડે કે થોડીક હલનચલનના કારણે મોંના અંદરના ભાગમાં જમણી અને ડાબી બાજુ લાગી જાય. એનો હેતુ બરકત પ્રાપ્ત કરવાનો છે. (હલાલ વ હરામ : ૪૪૫)

## (૬) બાળકના જન્મ પછી વાળ કાપવા વિશે...

મસ્અલા : બાળકથી સંબંધિત હુકમોમાંથી આ પણ છે કે સાતમા દિવસે બાળકના માથાના વાળ સાફ કરાવી દેવામાં આવે અને વાળના વજન બરાબર ચાંદી અથવા તેની કિંમત ફકીરો, ઝરૂરતમંદો પર સદકો કરવામાં આવે. આ હુકમ ફકત મુસ્તહબ (પસંદગી પાત્ર)નો છે. જેમ કે હઝરત ફાતિમા (રદિ.)એ હઝરત હસન અને હઝરત હુસેન (રદિ.)ના વાળના વજન બરાબર ચાંદી સદકો કરી હતી. (હલાલ વ હરામ : ૪૪૬)

## (૭) બાળકનું શ્રેષ્ઠ નામ રાખવા વિશે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યું : જેને ત્યાં બાળકનો જન્મ થાય તો તે બાળકનું શ્રેષ્ઠ નામ રાખે અને એને અદબ (એટલે કે સભ્યતા, સંસ્કાર, સાહિત્ય)ની વાતો શીખવાડે, અને જયારે બાલિગ (પુખ્તવય)ની ઉંમરે પહોંચે તો એનો નિકાહ કરાવી દે. અગર અવલાદ બાલિગ થઈ જાય અને એનો નિકાહ ન કરાવ્યો જેના લીધે એણે કોઈ ગુનાહનું કામ કરી લીધું તો વાલિદને પણ એનો ગુનોહ થશે.

(મિશ્કાત શરીફ ૨/૨૭૧)

મસ્અલા : બાળકનું શ્રેષ્ઠ નામ રાખવું વાલિદૈનની મુખ્ય જીમ્મેદારી છે. અને બાળકનો વાલિદૈન પર હક છે કે તેનું સારું નામ રાખે. એક હદીસ શરીફમાં ઈર્શાદ છે કે કયામતના દિવસે તમોને તમારા નામો અને વાલિદના નામથી પોકારવામાં આવશે. એટલે તમો તમારા સારા નામ રાખો. (અબૂ દાવૂદ શરીફ, ખ્વાતીનકે શરઈ અહકામ : ૨૮૩)

## (૮) બાળકનું નામ રાખવાનો સહીહ તરીકો...

મસ્અલા : નામ રાખવાનો સહીહ તરીકો આ છે કે અલ્લાહપાકના અસ્માએ હુસ્ના અને નબી (સલ.)ના અસ્માએ હુસ્ના (૯૯ નામ)ની તરફ નિસ્બત કરીને નામ રાખવામાં આવે. (જેમ કે અબ્દુલ્લાહ, અ.રહમાન વગેરે). એવી જ રીતે સહાબાએ કિરામ (રદિ.) અને પોતાના બુઝુર્ગોના નામથી નામ રાખવામાં આવે. (આપકે મસાઈલ ઔર : ૭/૨૫)

## (૯) ઘણી અફસોસજનક વાત...

અફસોસ છે કે આજકાલ મુસલમાનો આ ભૂલમાં ફસાયેલા છે. અમૂક લોકો તો ઈસ્લામી નામ રાખતા નથી બલ્કે અંગ્રેજી નામોથી નામ રાખે છે. છોકરીઓ માટે ઈસ્લામી સ્ત્રીઓના નામ સિવાયના નામ પસંદ કરે છે. એનાથી વધારે અફસોસ જનક વાત એ છે કે જે લોકો ઈસ્લામી નામ રાખે છે તો તે નામોનો સંપૂર્ણ ઉચ્ચાર પણ કરતા નથી બલ્કે અડધું જ નામ ઉચ્ચારતા હોય છે. જેમકે "અ.ગફફાર" નામ હોય તો ફકત "ગફફાર" શબ્દને જ ઉચ્ચારતા હોય છે. જયારે કે "ગફફાર" અલ્લાહનું સીફતી નામ છે જે ઈન્સાનો માટે ઉચ્ચાર કરવું ગુનાહિત કાર્ય છે. અને હવે લોકો એટલા આગળ નીકળી ગયા છે કે ઘણા લોકો એમ કહે છે કે અમારે એવું નામ જોઈએ છે કે એ નામ પૂરા ગામમાં, કોઈનું પણ ન હોય અને પછી વિચિત્ર નામો રાખતા હોય છે. અલ્લાહ તઆલા સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન

(મઆરિફુલ કુર્આન : ૪/૧૩૨નો ખુલાસો મુફતી શફીઅ સા. રહ.)

ઘણા લોકો નેક લોકો અને બુઝુર્ગોને નામ પૂછવાને બદલે ઈન્ટરનેટ અને ગૂગલ પર એવા નામો સર્ચ કરે છે જે નામ કોઈએ રાખ્યું ન હોય.

## (૧૦) સૌથી શ્રેષ્ઠ નામ બાબતે...

હદીષ શરીફ :- હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : નબીઓના નામથી નામ રાખો. અને અલ્લાહ તઆલાના નઝદીક સૌથી વધારે ઉત્તમ અને શ્રેષ્ઠ નામ "અબ્દુલ્લાહ અને અબ્દુર્રરહમાન" છે. (મિશ્કાત શરીફ)

## (૧૧) બાળકનું નામ રાખવાનો કોને હક છે ?

હદીષ શરીફ : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : મારા ત્યાં રાતના સમયે બાળકનો જન્મ થયો. તો મેં એનું નામ મારા દાદા હઝરત ઈબ્રાહીમ (અલ.)ના નામથી "ઈબ્રાહીમ" રાખ્યું.

(તોહફતુલ મવદૂદ બિ અહકામિલ મવલૂદ : ૧૧૮ મુસ્લિમ શરીફથી.)

હદીષ શરીફ : હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, આપ (રદિ.)એ ફરમાવ્યું કે જયારે હઝરત હસન (રદિ.)નો જન્મ થયો તો મેં એમનું નામ "હર્બ" રાખેલું. થોડીવાર પછી નબી (સલ.) તશરીફ લાવ્યા તો આપ (સલ.)એ ફરમાવ્યું: દીકરો મને દેખાડો, તમે એનું શું નામ રાખ્યું છે

? અમોએ કહ્યું કે "હર્બ" તો આપ (સલ.)એ ફરમાવ્યું : (નહીં) એનું નામ "હસન" રાખો. (તોહફતુલ મવદૂદ બિ અહકામિલ મવલૂદ-૧૪૨, મુસ્નદે અહમદથી)

મસ્અલા : ઉપરોક્ત હદીષ શરીફથી માલુમ થયું કે બાળકનું નામ રાખવાનો હક બાપનો છે. મમ્મી, દાદા, દાદી કે ફોઈ વગેરેને નહિ. કેમકે શરીઅતમાં અવલાદની તરબિયત (કેળવણી) તથા દીન-દુન્યાની સારી તા'લીમ આપવાનો હુકમ બાપને આપવામાં આવ્યો છે. બીજા સંબંધીઓને નહિ. જેમાંથી સારા તરજુમાવાળુ શ્રેષ્ઠ નામ રાખવું પણ દાખલ છે. હા, બાળકનો બાપ પોતાની સ્વેચ્છા મુજબ નામ રાખવાનો હક કોઈ બીજા સંબંધીને આપે તો અલગ વાત છે કે પરવાનગી હોવાથી તે પણ બાળકનું નામ રાખી શકે છે.

ફાયદો : (૧) હઝરત અલી (રદિ.)એ પોતાના દિકરાનું નામ હર્બ રાખ્યું પણ અર્થ (તરજૂમો) સારો ન હોવાને લીધે નબી (સલ.)એ નામ બદલીને "હસન" નામ રાખ્યું. એનાથી માલૂમ થયું કે સારા તરજુમાવાળું જ નામ રાખવું જોઈએ.

(૨) એવી જ રીતે આ વાત પણ માલૂમ થઈ કે બાળકના પિતા (બાપ)ની કોઈ પણ રીતે બીજા સંબંધીને પરવાનગી હોય તો તે પણ નામ રાખી શકે છે.

## (૧૨) બાળકનો અકીકો કરવા બાબતે...

મસ્અલા : બાળકનો અકીકો કરવો મસ્નૂન છે. અકીકો બાળકના જન્મના સાતમા દિવસે કરવામાં આવે. એમ તો સાતમા દિવસથી પહેલા પણ કરવો પૂરતું (કાફી) છે. કોઈ કારણે સાતમા દિવસે ન કરી શકયા હોય તો ચૌદમાં દિવસે, નહિંતર એકવીસમાં દિવસે અકીકો કરી લેવો જોઈએ. (હલાલ વ હરામ : ૪૫૦, ૪૫૨, ૪૫૩)

## (૧૩) અકીકાનો મુસ્તહબ તરીકો...

મસ્અલા : મુસ્તહબ (પસંદગી પાત્ર) તરીકો આ છે કે પહેલા જાનવર ઝબહ કરવામાં આવે. એ પછી બાળકના માથાના વાળ સાફ કરવામાં આવે. (ફત્હુલ બારી : ૯/૫૧૫)

## (૧૪) અકીકાના જાનવરની ચોખવટ...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : છોકરાનો અકીકો બે બકરાથી અને છોકરીનો અકીકો એક બકરાથી કરવામાં આવે. (અબૂદાવૂદ)

હદીષ શરીફ : રસુલુલ્લાહ (સલ.)એ હઝરત હસન (રદી.) અને હઝરત હુસૈન (રદિ.)નો અકીકો એક જ ઘેટાથી કર્યો છે. (સુબુલુસ્સલામ : ૪/૧૪૨૬) યાદ રહે કે આ હદીષ એક જાનવરથી છોકરાનો અકીકો જાઈઝ હોવાને બતલાવવા માટે છે.

મસ્અલા : વધારે ઉત્તમ છોકરાનો અકીકો બે બકરાથી અને છોકરીનો અકીકો એક બકરાથી કરવું છે. અને આ વધારે શ્રેષ્ઠ છે. તેમજ સુન્નત પણ છે. (હલાલ-વ-હરામ : ૪૫૨)

## (૧૫) અકીકાના જાનવરનો ગોશ્ત, ચામડા વિશે...

મસ્અલા : અકીકાના જાનવરના ગોશ્તમાંથી પોતે બાળકના વાલીદૈનનું ખાવું તેમજ બીજા લોકોને, ગરીબોને ખવડાવવું સુન્નત છે. (શર્હે મુહઝ્ઝબ, ૮/૪૪૮)

મસ્અલા : અકીકાના જાનવરના ચામડાને વેચી દીધું હોય તો તેની કિંમત સદકો કરવી વાજીબ છે. ચામડાને પોતે ઘરવાળા પણ ઉપયોગમાં લાવી શકે છે.

## (૧૬) બાળકનો અકીકો કોણ કરે ?...

મસ્અલા : જેના પર બાળકના ભરણ પોષણનો ખર્ચ વાજીબ હોય છે. જો તે માલદાર હોય તો તેણે અકીકો કરવો જોઈએ. તેમ છતાં વાલીદૈનને તોફીક ન થઈ અને બીજો કોઈ વ્યકિત કરવા ઈચ્છે અને વાલીદૈન રાજી હોય તો તેનો અકીકો કરવો પૂરતું (કાફી) છે. બીજી વખત કરવો જરૂરી નથી. (ફતાવા રહીમીય્યહ : ૫/૪૩૩)

## (૧૭) અકીકાની નિય્યતથી કુરબાનીમાં જોડાવવા વિશે...

મસ્અલા : કુરબાની અને અકીકાનો હુકમ એક જ છે (એટલે કે) કુરબાનીના જાનવરમાં અકીકાની નિય્યતથી ભાગીદાર બનવું સહીહ છે. (મસાઈલે ઈદૈન વ કુરબાની : ૨૩૨)

## (૧૮) બાળકની ખત્ના કરાવવા વિશે...

હદીષ શરીફ : હઝરત અબુ હુરૈરહ (રદી.)ની રિવાયત મુજબ પ્રાકૃતિક (કુદરતી) કાર્યોમાંથી ખત્ના કરાવવું છે. (બુખારી શરીફ) ખત્ના કરાવવું તંદુરસ્તી માટે ઘણું ફાયદાકારક છે. (હલાલ હરામ : ૪૫૪, ૪૫૫)

## (૧૯) ખત્નાનો હુકમ અને તેની ઉંમર વિશે...

મસ્અલા : ખત્ના કરાવવું વધુ પડતા ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ અનુસાર સુન્નત છે.

મસ્અલા : બાળકની ખત્ના સાત વર્ષથી બાર વર્ષના વચ્ચે વચ્ચે કરી દેવામાં આવે. અને આ મુસ્તહબ (પસંદગી પાત્ર) છે.

(હલાલ વ હરામ : પેજ-૪૫૬)

## (૨૦) ખત્ના વખતે લોકોને ભેગા કરવા અને દા'વત કરવા વિશે...

મસ્અલા : ખત્નાના અમલ વખતે લોકોને ભેગા કરવા ગલત છે. (સાબિત નથી) પરંતુ ખત્નાના અમલથી ફારીગ થઈ અગર દા'વત કરે. અકીકાની સાથે અથવા અકીકાની દા'વત સિવાય અલગથી કરે તો દુરૂસ્ત છે. પણ આને જરૂરી માનવું ગલત છે. (ફતાવા મહમૂદિય્યહ : ૧૯/૪૬૪)

## (૨૧) બાળકની તા'લીમ, તરબિયત વિશે...

બાળકોની તા'લીમ અને તરબિયતને ઈસ્લામ ધર્મમાં ઘણી મહત્વતા આપી છે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : અય ઈમાનવાળાઓ ! પોતાની જાતને અને પોતાના ફેમિલી, કુટુંબીઓને (ઈસ્લામી તા'લીમ અને કેરવણી આપીને) જહન્નમની આગથી બચાવો. (સુરસે તહરીમ)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : પ્રત્યેક વ્યકિત પોતાના ઘરના સભ્યોનો ઝિમ્મેદાર છે. અને તેના વિશે (કયામતના દિવસે) એનાથી સવાલ કરવામાં આવશે. (બુખારી શરીફ)

## (૨૨) દીની તરબીયત (કેળવણી) વિશે...

મસ્અલા : તરબિયતના અનોખા પ્રકારમાંથી સૌથી શ્રેષ્ઠ દીની અને ઈસ્લામી તરબીયત (કેળવણી) છે. એમાં દીનની જરૂરી વાતોની તાલીમ આપવામાં આવે. જેમકે અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (સલ.) વિશે સાચા અને સહીહ અકીદાઓ (માન્યતાઓ) શિખવાડવા. ઈબાદતના મસાઈલ અને તેના ફાઈદા બતલાવવા. અને કુર્આન પઢતા શીખવવું, હલાલ-હરામની ઓળખ કરાવવી. અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરવું, તેનું ઉલ્લંઘન ન કરવું, રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતો મુજબ

જીવન પસાર કરવું. મા-બાપના હક્કો, સંબંધીઓ, પાડોશીઓના હક્કો અદા કરવા. વડીલોનો આદર કરવો વગેરે વગેરે.

**હદીષ શરીફ :** રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જયારે બાળક બોલવાનું શરૂ કરે તો સૌ પ્રથમ તેને પહેલો કલીમો બોલાવવાનો પ્રયત્ન કરો. (મુસ્તદરક હાકિમનો ખુલાસો)

ઘણી અફસોસની વાત છે કે બાળક જયારે બોલવાનું શરૂ કરે છે તો તેને મા-બાપ, ફેમીલી તથા કુટુંબી સભ્યોના નામ તો શિખવાડે છે. અને બાય-બાય, ગુડમોર્નીંગ જેવા અંગ્રેજી શબ્દો શિખવાડે છે. પણ અલ્લાહ તઆલાના નામ, રસૂલુલ્લાહનું નામ તેમજ કલીમો વગેરે શિખવવામાં ઘણી બેદરકારી કરતા હોય છે. અલ્લાહ તઆલા સહીહ સમજ નસીબ કરે. આમીન.

## (૨૩) સારા સંસ્કારથી તરબીયત કરવા વિશે...

દીની તરબીયતનો એક ભાગ સારા સંસ્કાર શીખવવાનો પણ છે. આપ (સલ.)એ ફરમાવ્યું : કોઈ વ્યકિતએ પોતાની અવલાદને સારા સંસ્કાર શિખવવાથી કોઈ ઉત્તમ અને શ્રેષ્ઠ ભેટ (ગીફટ) નથી આપી.

(તિરમિઝી શરીફ)

બે વસ્તુઓને આપ (સલ.)એ મા-બાપ પર અવલાદનો હક બતલાવી છે. (૧) અવલાદનું સારું નામ રાખવું (૨) સારા સંસ્કારની તાલીમ આપવી. (બયહકી શરીફ)

**હદીષ શરીફ :** આપ (સલ.)એ ફરમાવ્યું : બાળકનો સાતમાં દિવસે અકીકો કરવો, એનું (સારું) નામ રાખવું, અને નવડાવવા ધોવડાવવામાં આવે. એ પછી સાત (૭) વર્ષની ઉંમરે પહોંચે તો તેને નમાઝ પઢવા વિશે નસીહત (ઉપદેશ) કરવામાં આવે. નવ (૯) વર્ષની ઉંમરે પહોંચે તો તેની પથારી અલગ કરી દેવામાં આવે. તેર (૧૩) વર્ષની (એક હદીસ મુજબ (૧૦) દસની) ઉંમરે પહોંચે ત્યારે નમાઝ (રોઝહ) અદા ન કરવા પર શિક્ષા કરવામાં આવે. અને ઈસ્લામી કાયદા મૂજબ સોળ (૧૬) વર્ષની ઉંમરે પહોંચે તો બાપ એની શાદી કરાવી દે. (જો કે આપણા દેશના કાયદા મુજબ સ્ત્રી માટે ૧૮ અને પુરુષ માટે ૨૧ વર્ષ જરૂરી છે. નહિંતર બાળલગ્ન ગણાશે જે ગુનો છે.) પછી એનો હાથ પકડે અને કહી દે કે મે તને અદબ (સારા સંસ્કાર) શીખવાડી દીધા, તને તા'લીમ આપી અને

તારી શાદી કરાવી દીધી. હવે હું અલ્લાહની પનાહ ચાહું છું આ વાતથી તું મારા માટે ફિત્નાનો અથવા આખિરતમાં અઝાબનો ઝરિયો બને.

(હલાલ વ હરામ : પેજ-૪૬૧)

## (૨૪) બાળકને બક્ષિસમાં મળેલા પૈસા વિશે...

મસ્અલા : (ખુશીના અવસરે પડોશવાળાઓ તેમજ સગા-સંબંધીઓ તરફથી) નાબાલિગ ઔલાદ (નાના છોકરા-છોકરી)ને બક્ષિસ તરીકે પૈસા આપવામાં આવે છે, તેના ઉપર તેનો વાલી (ઝિમ્મેદાર બાપ વગેરે) કબ્ઝો કરે ત્યારે તે બક્ષીસ સહીહ થઈ જશે. અને તે પૈસા નાબાલિગ ઔલાદ (નાના છોકરા-છોકરી)ની માલિકીના ગણાશે. હવે એ પૈસા એ જ છોકરા-છોકરીની જરૂરતમાં ખર્ચી શકાશે. મા-બાપ સખ્ત મોહતાજી (જરૂરતમંદી) વગર પોતાના ઉપયોગમાં લઈ શકશે નહિ. તેમજ એ પૈસા સવાબે જારીયહના કામમાં પણ વાપરી શકાશે નહિ.

(શામી ભાગ-૪, પેજ-૫૧૨, ફતાવા દીનીય્યહ : ભાગ-૪, પેજ-૮૬)

## (૨૫) દિકરા અને દિકરીની પુખ્તવ્ય (બાલિગ) થવાની ઓળખ વિશે...

મસ્અલા : દિકરીના પુખ્તવય થવાની ઓળખ : માસિક આવવું અથવા સ્વપ્નદોષ થવું અથવા ગર્ભ રહેવું છે. અને જો કોઈ ઓળખ જણાય ન આવે તો તેને (૧૫) પંદર વર્ષ થઈ જવા પર પુખ્તવય માની લેવામાં આવશે. એવી જ રીતે દીકરાના પુખ્તવય થવાની ઓળખ સ્વપ્ન દોષ થવું, વીર્યસ્ખલન થવું છે. અને જો કોઈ ઓળખ ન જણાય તો પંદર (૧૫) વર્ષ થઈ જવા પર પુખ્તવય માની લેવામાં આવશે.

(કિફાયતુલ મુફતી, પેજ-૨૭૩, જદીદ જીન્સીયાત : પેજ-૮૩)

## (૨૬) દિકરી અને દિકરાના (બાલિગ) પુખ્તવય થવાની ઉંમર વિશે...

મસ્અલા : પુખ્તવય થવાની ઉંમર ઓછામાં ઓછી દિકરા માટે બાર (૧૨) વર્ષ છે. અને દિકરી માટે નવ (૯) વર્ષ છે. (હિદાયા : ભાગ-૩, પેજ-૩૫૬, જદીદ જીન્સીયાત : પેજ-૮૩)

## (૨૭) દિકરીને ધોરણ ૭ (સાત)થી વધારે ભણાવવા વિશે...

મસ્અલા : ઈસ્લામમાં જેવી રીતે મર્દો (પુરુષો) માટે ઈલ્મ પ્રાપ્ત કરવુ જરૂરી છે કે તેઓ ઈલ્મ હાસિલ કરે (એવી જ રીતે સ્ત્રીઓ માટે

પણ ઈલ્મ પ્રાપ્ત કરવાનો હુકમ છે.) પરંતુ સ્ત્રીઓ માટે તેની જાતિય પ્રકૃતિને અનુલક્ષી શરીઅતમાં એક ખાસ મર્યાદા નક્કી કરવામાં આવી છે. તે મર્યાદા વિરુધ્ધ જશે તો મના કરવામાં આવશે. આપણે ત્યાં હાઈસ્કૂલની તાલીમ લેવામાં શરઈ મર્યાદાઓ જળવાતી નથી. જેમકે છોકરા, છોકરીઓનું અને શિક્ષકનું આપસમાં હળવું-મળવું, ઉપરાંત શિક્ષક સામે બે-પર્દા રહેવું. અને ત્યાં આપવામાં આવતું જ્ઞાન (ઈલ્મ) સુવિદિત છે. વળી એટલી ઉંમરે છોકરીઓ મોટે ભાગે બાલિગ (પુખ્તવય) પણ હોય છે અને આ ઉંમર પણ ખરાબી તરફ દોરી જાય છે. જેથી જાઈઝ કહેવાશે નહિં. બલ્કે (આવા સંજોગોમાં) મા-બાપ અગર મોકલશે તો તેઓ પણ ગુનાહમાં શરીક (ભાગીદાર) થશે. જેથી અંગ્રેજી (વગેરેની) તાલીમ આપવી જ હોય તો ટયુશનનો પ્રબંધ કરી ઘર બેઠા આપી શકાય છે. અથવા એવી ગર્લ્સ સ્કૂલમાં મોકલે જયાં બધા જ સ્ટાફ પણ લેડી હોય અને જરૂરત મુજબ બીજી ભાષાઓ પણ શીખવી શકાય છે. અથવા બીજી જગ્યાઓની જેમ પર્દા વગેરેના બંદોબસ્ત સહિત સ્કૂલ પણ મોકલી શકાય છે. (ફતાવા દીનીય્યહ ભાગ-૪, પેજ-૪૧૫, ૪૧૬)

જોકે તાજેતરમાં ગુજરાત સરકારશ્રીએ ધોરણ ૮ ને હાઈસ્કુલમાંથી બાદ કરી પ્રાયમરીમાં મૂકી દીધું છે. એટલે હવે પ્રાયમરીમાં આઠ સુધી ભણાવવામાં પણ વાંધો નથી.



# (૧૧) રમત-ગમતના મસાઈલ બાબતે

## (૧) રમત–ગમત ઈસ્લામ ધર્મમાં...

ઈસ્લામ ધર્મ નેચરલી છે. જેણે જીવનના દરેક વિભાગમાં તબઈ તકાજા (કુદરતી ઈચ્છાઓ)ની પસંદગી કરી છે. અને છુટછાટ આપી છે. અને જે જગ્યાએ (બેલેન્સ)માં ખરાબી પેદા થાય છે તો ઈસ્લામ ધર્મ તે ખરાબીને દૂર કરીને સીધા અને મધ્યમ માર્ગ તરફ માર્ગદર્શન કરે છે. એણે રમત-ગમતની પણ મનાઈ નથી કરી અને ન તો એના પર પ્રતિબંધ લગાડયો છે. પરંતુ યોગ્ય હદ અને નિતી નિયમોના અનુસાર એની પરવાનગી આપી છે.

## (૨) રમત–ગમત વિશે ઈસ્લામી નિયમો...

રમત-ગમત વિશે જે પાયાના શરઈ કાનુન છે. એનો ખુલાસો નીચે મુજબ છે. રમત-ગમતમાં એનો લિહાઝ કરવામાં આવે.

(૧) એવી રમત-ગમત જેનાથી શરીરની કસરત (એકસર સાઈઝ) થતી હોય, જે માણસની તંદુરસ્તીને લાભદાયક, ફાયદાકારક હોય અને જેનાથી માણસની અંદર નિરાકરણ શકિત (બચાવ શકિત) મળતી હોય તો એવી રમત રમવી મુસ્તહબ (પસંદગી પાત્ર) છે. અને ઈસ્લામ ધર્મ આવી રમત-ગમત રમવા પર પ્રોત્સાહન આપે છે.

(૨) રમત-ખેલ રમવાવાળા એવો પહેરવેશ પસંદ કરે જે શરીરના સતરના ભાગને છુપાવતો હોય. એટલે કે પુરુષ હોય તો ડુંટીથી ઢીંચણ સુધીનો ભાગ છૂપાયેલો રહે. સ્ત્રીઓ પુરુષો વચ્ચે સ્પર્ધા અને રમત, તથા પૂરૂષ પ્રેક્ષકો સામે રમત-ગમત ન રમે. સ્ત્રીઓ માટે સ્ત્રીઓ સામે રમવા માટે પરદાની હદ તે જ છે. અને પુરુષો માટે એ છે કે ડુંટીથી ઢીંચણ સુધીનો ભાગ છુપાયેલો રહે. એનો લિહાઝ રાખ્યા વગર રમવું હરામ છે. કેમકે (પુરુષો-સ્ત્રીઓ) માટે સતરનું છુપાવવું શરઈ દ્રષ્ટીએ વાજીબ છે.

(૩) રમત-ગમત એવી હોય જે ટૂંકા ટાઈમમાં પૂરી થઈ શકે. જેમકે ફુટબોલ, વોલીબાલે વગેરે. એવી લાંબા ટાઈમવાળી રમત-ગમત ન હોય કે જેથી માણસ શરઈ ફરાઈઝ (નમાઝ વગેરેથી) અને એની સાથે બીજી લાગુ પડતી સામાજિક, ઘરેલું વગેરે ઝિમ્મેદારીથી બે પરવા થઈ જાય. જેમકે ક્રિકેટ વગેરે.

જે દેશો આજે વિકાસશીલ ગણાય છે. ત્યાં લાંબા ટાઈમવાળી ક્રિકેટ જેવી રમતો રમાતી નથી, જેમકે ચીન, અમેરિકા, જાપાન. આ એક સમજવા જેવી બાબત છે.

(૪) એવી રમત-ગમત જે પોતાના માટે અથવા બીજાના માટે પીડાકારક હોય અથવા શરીરને કોઈ સખ્ત તકલીફ પહોંચવાનો ઘણો મોટો ભય હોય. જેમકે ફ્રી સ્ટાઈલ કુસ્તી, બોકસીંગ વગેરે. આવી રમત-ગમત રમવી જાઈઝ નથી.

એજ રીતે રાત્રે ઈશા બાદ નાઈટ રાઉન્ડ અથવા વોલીબોલ, એનાથી આરામ કરતા લોકો અને ખાસ કરીને બિમાર લોકોને તકલીફ પહોંચે છે. એટલે એવા કસમયે પણ રમતો રમવાથી બચવું જોઈએ.

(૫) પુરુષોએ સ્ત્રીઓની રમત-ગમત રમવી અથવા સ્ત્રીઓએ પુરુષોની રમત-ગમત રમવી જેમકે કબડ્ડી વગેરે દુરુસ્ત (સહીહ) નથી. કેમકે આપ (સલ.)એ પુરુષોનું સ્ત્રીઓ સાથે તેમજ સ્ત્રીઓને પુરુષો સાથે સરખામણી કરવાથી સખ્તીથી મના ફરમાવ્યું છે.

(૬) રમત-ગમત કોઈ પણ જાતની હોય, જો એમાં જુગાર સટ્ટો હોય તો જાઈઝ નથી. કેમકે જુગાર હરામ છે.

**નોટ :-** રમત-ગમત વિશે આ પાયાના શરઈ કાનુન છે. જેના માર્ગદર્શન મુજબ અલગ-અલગ પ્રકારની રમત-ગમત બાબતે શરઈ હુકમ જાણી શકાય છે.

## (૩) જે રમત-ગમતનો હદીસ શરીફમાં ઉલ્લેખ છે...

### ✤ પરસ્પર (એકબીજા સાથે) દોડવું :

(એકબીજા સાથે) દોડવાને નબી (સલ.)એ પસંદ ફરમાવ્યું છે. નબી (સલ.) એ પોતે હઝરત આઈશા (રદી.) સાથે દોડ લગાવેલી છે.

હદીષ શરીફ : હઝરત આઈશા (રદી.) રિવાયત કરે છે, એક પ્રવાસ (સફર)માં હું આપ (સલ.) સાથે હતી. મારા અને નબી (સલ.) વચ્ચે દોડવાનો મુકાબલો થયો. (એટલે કે એકબીજા સાથે દોડ લગાડી) તો હું આપનાથી આગળ વધી ગઈ. પછી જયારે મારા શરીરનો થોડો વજન વધી ગયો ત્યારે આપ (સલ.) સાથે દોડવામાં મુકાબલો થયો તો આપ (સલ.) મારાથી આગળ વધી ગયા અને ફરમાવ્યું કે આ વખતે આગળની હારનો બદલો થઈ ગયો. (શમાઈલે કુબરા-૬/૨૪૩, અબૂ દાવૂદ-૩૪૮, મિશ્કાત-૨૮૧)

**હદીષ શરીફ :** હઝરત સલમા ઈબ્ને અકવા (રદિ.) રિવાયત કરે છે કે અન્સાર કૌમમાંથી એક વ્યકિતએ એલાન કર્યું કે કોઈ છે જે મારી સાથે મદીના મુનવ્વરહ સુધી દોડવામાં મુકાબલો કરે. આ વ્યકિત એટલી ઝડપથી દોડતો હતો કે કોઈ એનાથી આગળ થઈ શકતું ન હતું.

હઝરત સલમા (રદિ.)એ આપ (સલ.)થી પરવાનગી માંગી અને મુકાબલો કર્યો તો હઝરત સલમા (રદી.) એના સાથે દોડવામાં આગળ નીકળી ગયા. (નૈલુલ અવતાર- ૮/૯૨)

**મસ્અલા :** આના લઈ દીની કાયદા શાસ્ત્રીઓએ એને (દોડવાની રમત-ગમત)ને જાઈઝ ઠરાવી છે. (બદાઈ ઉસ્સનાએઅ : ૬/૨૦૬)

### ✤ પરસ્પર (એકબીજા સાથે) કુસ્તી કરવી :

ઈસ્લામ ધર્મ પરસ્પર કુસ્તી કરવા બાબતે પણ પ્રોત્સાહન આપે છે. જેમકે હદીસ શરીફમાં છે.

**હદીષ શરીફ :** અરબ (દેશ)માં હઝરત રૂકાના (રદિ.)એક પ્રખ્યાત પહેલવાન (બહાદુર) હતા.

(જે કુસ્તી લડયા પછી મુસલમાન થયા હતા) એમણે આપ (સલ.)ને કુસ્તી લડવાની દા'વત આપી. આપ (સલ.)એ કુસ્તીની દા'વત કબૂલ ફરમાવી. અને આપ (સલ.) એની સાથે કુસ્તી લડવામાં જીતી પણ ગયા. અને હઝરત રૂકાનાનું કુસ્તી લડવામાં હારી જવું એમના માટે ઈસ્લામ ધર્મ સ્વીકારવાનું કારણ બન્યું. (નૈલુલ અવતાર : ૮/૯૨)

હદીસ શરીફમાં વર્ણવેલ કુસ્તી લડવાનો મતલબ ફકત તે જ કુસ્તી છે, જેમાં સામે મુકાબલો કરનાર વ્યકિતને જમીન પર પછાડી દેવામાં આવે. તે ફ્રી સ્ટાઈલ કુસ્તી મુરાદ નથી. જે આજના યુગમાં પ્રચલિત છે. જેમાં મુકાબલો કરનાર પર પીડાકારક, નુકશાનકારક હુમલા કરવામાં આવતા હોય છે. અખ્લાકી અને ઈન્સાની હદ થી આગળ વધનાર એવી કુસ્તીઓ બિલ્કુલ જાઈઝ નથી અને હરામ છે.

### ✤ પાણીમાં તરવા વિશે :

પાણીમાં તરવાને નબી (સલ.)એ પસંદ ફરમાવ્યું છે.

**હદીષ શરીફ :** નબી (સલ.) એ ફરમાવ્યું: અલ્લાહના ઝિક્ર સિવાય દરેક વસ્તુ લઅબ (સેર સપાટા, આહાર વિહાર) છે. હા, ચાર વસ્તુ

અપવાદરૂપ છે. (૧) શોહર પોતાની બીવી સાથે દિલ લગી (પ્રેમ-ભાવનાની વાતો) કરે. (૨) પોતાના ઘોડાની તરબીયત (કેળવણી, ઉછેર) કરે. (૩) બે નક્કી કરેલા નિશાનો (ઓળખ ચિહ્નો) વચ્ચે ચાલે. (૪) પાણીમાં તરવાની કળા (આવડત) સીખે.

(અલજામિઉસ્સગીર, મઅ ફૈઝુલ કદીર : ૫/૨૩)

### ✤ તીર ફેંકવા બાબતે :

તીર ફેંકવા વિશે પણ આપ (સલ.)એ પ્રોત્સાહન આપેલું છે.

હદીષ શરીફ : નબી (સલ.)એ ફરમાવ્યુંઃ ફકત આનંદ અને મોજ માટે કરવામા આવતું પ્રત્યેક કાર્ય અનુચિત (ગેરકાનુની) છે. ત્રણ કાર્યો જ એમાંથી અપવાદરૂપ છે. જેમાંથી એક તીર ફેંકવું પણ છે. (તિરમિઝી શરીફ)

### ✤ ઘોડા દોડાવવાની રમત વિશે :

એવી જ રીતે ઘોડા દોડાવવાની રમત-ગમતનો પણ હદીસ શરીફમાં ઉલ્લેખ છે. પણ આ રમત-ગમત પણ ત્યારે જ જાઈઝ ઠરશે જયારે તેમાં જુગાર અને સટ્ટો ન હોય. આજકાલ ઘોડા દોડાવવાની રમત જે પ્રચલિત છે, તેમાં પાયાનો હેતુ જુગાર હોય છે. આ જાઈઝ નથી. ઘોડા સિવાય પણ બીજા જાનવરો જેમકે ઉંટ વગેરે દોડાવવું પણ જાઈઝ છે. હદીસ શરીફમાં એનો પણ ઉલ્લેખ છે.(કામૂસુલ ફિકહ : ભાગ-૪, પેજ-૫૮૭ થી ૫૮૯)

## (૪) કેરમ બોર્ડની રમત રમવા વિશે...

મસ્અલા : કેરમ બોર્ડની રમતમાં અગર મુખ્ય હેતુ હાર-જીત ન હોય અને અહકામે શરઈયહમાં એના લીધે કોઈ અટકાવ ન આવે તો કોઈ-કોઈ વખતે ડર, ડરામણું દૂર કરવા ખાતર, દિલની ખુશી અને આનંદ ખાતર આ રમતની ગુંજાઈશ છે. તેમ છતાં આની આદત ન પાડવામાં આવે અને એને છોડવાનો પ્રયત્ન કરવામાં આવે. વાસ્તવમાં આમાં કોઈ ગુનોહ નથી. પરંતુ ભવિષ્યમાં ઘણી વખતે આ રમત હાર-જીતની રીતે રમવાનો ઝરીયો બની જાય છે. એટલે આવી રમતોથી પણ સાવચેતી રાખવી વધારે સારૂ છે. (ફતાવા મહમૂદિયા : ૧૯/૫૩૬, ૫૩૭)

## (૫) ફુટબોલ, કબડ્ડી વગેરે રમવા વિશે...

મસ્અલા : દરેક એવી રમત-ગમત જેનાથી શરીરની કસરત (એકસરસાઈઝ) થતી હોય, જે માણસની તંદુરસ્તીને ફાયદાકારક હોય

અને એનાથી માણસની અંદર નિરાકરણ શકિત (બચાવ શકિત) મળતી હોય, અને શરઈ અહકામ (નમાઝ વગેરે) પર અમલ કરવામાં તેમજ આપસના હક અદા કરવામાં અટકાવ ન થતો હોય તો તેવી રમત રમવી મુસ્તહબ (પસંદગી પાત્ર) છે.

## (૬) વિડીયો ગેમ વિશે...

મસ્અલા : વિડીયો ગેમ અમૂક કારણોસર જાઈઝ નથી. (૧) આ રમતમાં દીની અને શારીરિક કોઈ ફાઈદો થતો નથી, અને જે રમત આ બન્નેવ ફાયદાથી ખાલી હોય તે જાઈઝ નથી. (૨) આમાં ટાઈમ અને પૈસો બરબાદ થાય છે. (૩) આની ટેવ પડી ગયા પછી છોડવી ઘણી મુશ્કેલ છે. (૫) ભલે ને આનાથી બાળકોના દિલને આનંદ મળતો હોય પણ નાજાઈઝ વસ્તુથી આનંદ મેળવવો પણ હરામ છે. બલ્કે અમૂક કાયદાશાસ્ત્રીઓએ કુફ્ર હોવાનું મંતવ્ય પણ લખ્યું છે. એ સિવાય દીન-દુન્યાની તાલીમ માટે અતિશય નુકસાનકારક છે. આ બધી ખરાબીઓના લઈ વિડીયો ગેમ રમવી જાઈઝ નથી.

(આપકે મસાઈલ ઔર : ૭/૩૩૬, ૩૩૭ નો ખુલાસો)

## (૭) છોકરીઓ માટે રમત-ગમત વિશે...

મસ્અલા : જે રમત-ગમત છોકરીઓ માટે વધારે યોગ્ય હોય અને એમાં બે-પર્દગીની શંકા ન હોય તો જાઈઝ છે. નહિંતર (જાઈઝ) નથી.

(આપકે મસાઈલ ઔર : ૭/૩૩૫)

આજના યુગમાં ખાસ કરીને રમત-ગમતની એવી પધ્ધતિઓ પ્રચલિત થઈ રહી છે. જેમાં શરીઅતની હદનું ઉલ્લંઘન થઈ રહ્યું છે. અને એમાં ઈન્સાનની ગૈરત (શરમ) નેવે મુકી દીધી છે. એના લઈ બંદા (લખનાર)નો અભિપ્રાય છે કે છોકરીઓએ રમત-ગમત બાબતે સાવચેતી (એહતેયાત) રાખવી જોઈએ.

## (૮) ક્રિકેટ વિશે ચોખવટ...

### ✤ હઝરત મુફતી અ. રહીમ સાહબ (રહ.)નો ફતવો :

ક્રિકેટ (મેચ)ના નામથી જે રમત આપણા સમાજમાં પ્રચલિત છે. એમાં ઘણા બધા દીની-દુન્યવી નુકસાન છે. માટે રમત છોડી દેવી જોઈએ. આમાં માલની બરબાદી છે જેની શરીઅતમાં મનાઈ છે. કુર્આન શરીફમાં માલ ફુઝૂલ ખર્ચ કરનારને શૈતાનનો ભાઈ કહેવામાં આવ્યો છે. અને

આમાં ગૈર કૌમ સાથે સરખામણી પણ થાય છે. હઝરત અલી (રદી.)થી રિવાયત છેઃ હુઝૂર (સલ.)એ એક વ્યકિતને જોયો જેના હાથમાં ફારસી (ફારીસ દેશના લોકોની બનેલી) કમાન (બાણ) હતી. તો આપ (સલ.)એ પૂછ્યું : આ શું છે ? (પછી ફરમાવ્યું) અરબી કમાન (બાણ)નો ઉપયોગ કરો. (મિશ્કાત શ. ૩૩૮, ઈબ્ને માજહ)

આનાથી ખબર પડે છે કે ગૈર કૌમની રમત-ગમતથી સાવચેતી રાખવી જોઈએ. અને જયારે રમવું સહીહ નથી તો એને (ટી.વી. વગેરે પર) જોવું પણ સહીહ નથી. અને એ રમતમાં કોઈ પણ રીતે મદદરૂપ થવું પણ સહીહ નથી. (ફતાવા હુસેનિયહ : ૧૯૦, ૧૯૧ ગુજરાતી)

## ✤ હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)નો ફતવો :

(ક્રિકેટમાં) શરીરની કસરત (એકસરસાઈઝ) જેમાં કોઈ વાત શરીઅતના વિરુધ્ધ ન હોય (તો) જાઈઝ છે. કસરતના ઘણા ખરા તરીકા છે. જેમાંથી અમુક તરીકા એવા છે કે જે કોઈ ખાસ કૌમ (કુફ્ફાર) સાથે ખાસ છે. જેમકે ક્રિકેટ, ફુટબોલ અને હોકી વગરે. એમાં યુરોપીયન કુફ્ફાર સાથે સરખામણીના લીધે મકરૂહ (ધિક્કારપાત્ર) છે. તે છતાંય અગર આ રમતોમાં વ્યસ્ત થવાના લીધે નમાઝ અથવા બીજો કોઈ શરઈ હુકમમાં અટકાવ ન આવે તો ફકત સરખામણીના લીધે મકરૂહ (ધિક્કાર પાત્ર) છે. અગર નમાઝ અને બીજા કોઈ શરઈ હુકમમાં અવરોધરૂપ બને, લડાઈ-ઝઘડા થતા હોય, (અને આજકાલ નાઈટ રાઉન્ડને કારણે ઘણા લોકોને આરામમાં ખલેલ પહોંચે છે.) તો એના હરામ હોવામાં કોઈ શંકા નથી. અલ્લામા હસ્કફી રહ. એ એક કાયદો બયાન કર્યો છે કે પ્રત્યેક તે કાર્ય જે નાજાઈઝ હુકમ સુધી પહોચાડે તો તે કાર્ય કરવું પણ નાજાઈઝ થઈ જશે. (અદ્દુર્રુલ મુખ્તાર : ૬/૩૬૦, કિફાયતુલ મુફતી : ૯/૨૨૦)

## ✤ ક્રિકેટ બાબતે ફતવાની ચોખવટપૂર્વક ફત્વો :

હઝરત મુફતી અબ્દુર્રહીમ સાહબ લાજપુરી (રહ.) લખે છે. વર્તમાન યુગમાં ક્રિકેટ એક એવી રમત બની ગઈ છે કે સામાન્ય રીતે એમાં શરીઅતની તાલીમ વિરુધ્ધ કામો થાય છે. નમાઝોને કઝા કરવી. એના પર હાર-જીત અને જુગાર રમવું, ફાસિક-ફાજિર અને શરીઅતથી બેપરવા લોકોનું એને ઈખ્તેયાર કરવું. બે પરવાહીની હદ આ છે કે દિવસ તો દિવસ, હવે તો રાત્રે પણ લોકો એમાં લાગેલા રહે છે, ક્રિકેટ (મેચ) રમતી

વખતે નવજુવાન છોકરીઓ અને સ્ત્રીઓનું મેદાનમાં ભેગા થવું. શું ખબર કે કઈ-કઈ અખ્લાકી અને શરઈ ખરાબીઓ એમાં આવી ગઈ છે. અને અનુભવ આ છે કે જેટલો એનો મોહ અને શોખ વધતો જઈ રહ્યો છે એટલી જ બે પરવાહી વધી રહી છે. રાત-દિવસ બસ એની જ ચિંતા રહે છે. અહિંયા સુધી કે મસ્જીદમાં આવીને વુઝુ કરતી વખતે અને વુઝુથી ફારિગ થઈને અને ઘણા લોકો જમાઅતખાનામાં પણ એની જ વાતો માં લાગેલા હોય છે. અને હદ તો આ છે કે અગર કોઈ વખતે રમઝાનુલ મુબારકમાં તરાવીહના વખતે મેચની કોમેન્ટ્રી ચાલી રહી હોય તો એના ખાતર મેચનો શોખ રાખવાવાળા તરાવીહને પણ કુરબાન કરી દે છે. (છોડી દે છે.) અને જે શોખ રાખનારા લોકો મસ્જીદમાં આવી જાય તો તેમનું ધ્યાન એ તરફ જ હોય છે. તરાવીહમાં તસ્બીહ પઢવાની જગ્યાએ એ જ ચિંતા હોય છે કે મેચનો હાલ શું થયો હશે ? હાર-જીત પર ફટાકડા ફોડવામાં આવે છે. જેમાં ગૈર કૌમની સાથે સરખામણી થવાની સાથે-સાથે પૈસો પણ બરબાદ થાય છે. અને ઘણી વખતે આ હરકત કૌમી ફસાદનું કારણ બની જાય છે. અને મુસલમાન (ભાઈઓ)નું માલી-જાની નુકસાન પણ થાય છે. આ બધી ખરાબીઓને જોતા આ રમતને કેવી રીતે જાઈઝ કહી શકાય છે? (મહમૂદુલ ફતાવા : ૪/૮૦૯, ૮૧૦)

### ✤ ક્રિકેટ (મેચ)ની રમતમાં દીની-દુન્યવી નુકસાન વિશે :

દર્શાવેલ ફતાવાનું વાંચન કરવાથી એની ખરાબી જણાય આવે છે. વાસ્તવમાં આ ક્રિકેટની રમત અંગ્રેજોની રમત છે. અને યુરોપીયન સંસ્કારનો નમૂનો છે. જેમાં ઘણા ખરા દીની-દુન્યવી નુકસાન છુપાયેલા છે.

- આ રમત રમવાથી વધારે પડતા લોકોનો હેતુ ટાઈમ પાસ કરવાનો છે. એમાં દીની-દુન્યવી ફાઈદાનો હેતુ હોતો નથી. અને જે રમતમાં ફક્ત રમત રમવાનો હેતુ વધુ પડતો હોય તો શરીઅતમાં એની ઈજાઝત નથી.
- ખાસ કરીને ક્રિકેટની રમતનો શોખ રાખનાર બેદીન ફાસિક અને ગુનેહગાર લોકો હોય છે. અને આ રમતના લીધે એવા લોકોથી સંબંધ જોડાય છે. જે દીન અને સંસ્કારમાં ખરાબીનું કારણ બને છે. જેમ કે હદીસ શરીફમાં છે કે હઝરત નબી. (સલ)એ ફરમાવ્યું: માણસ પોતાના મિત્રના દીન અને સંસ્કાર મુજબ હોય છે. (એટલે કે

સોબત અને સાથનો અસર બીજા પર થાય છે.) આના લઈ જોઈને સોચી વિચારીને કોઈને મિત્ર બનાવવો જોઈએ. (મિશ્કાત શરીફ ૪૨૧)

- ક્રિકેટના રસિયા ગૈર કૌમના લોકો જેવો ચેહરો, હેર સ્ટાઈલ અને એમનો પહેરવેશ પસંદ કરે છે. રીત-ભાત અને ચાલ-ચલગતમાં પણ એમના જેવા બનવાનો ખૂબ જ પ્રયત્ન થતો હોય છે. જે ગૈર કૌમના સાથે સરખામણી હોવાને લીધે મના અને નાજાઈઝ છે. જેમકે હઝરત નબી. (સલ.)એ ફરમાવ્યુંઃ જે કોઈ જે કૌમના સાથે સરખામણી કરશે તો તેની ગણતરી એ કૌમની સાથે જ થશે. અલ્લામા તીબી (રહ.) ફરમાવે છેઃ આ હદીસ શરીફ સંસ્કાર, વ્યવહાર, પહેરવેશ અને રીતભાત દરેકને સંબંધીત છે.
- ક્રિકેટની રમતમાં ખેલાડીઓ ઘણી ખરી નમાઝોને કઝા કરી દે છે. અને ઘણી ખરી નમાઝોમાં સુસ્તી કરતા હોય છે. આ રમત શરીઅતમાં ફર્જ અને વાજીબ કરેલ ઈબાદતોમાં ખલેલરૂપ છે. આવા સંજોગોમાં ક્રિકેટની રમતની મનાઈ હોવામાં કોઈ શંકા બાકી રહેતી નથી.
- ક્રિકેટની રમત જોવાવાળા પણ નમાઝોની કઝા કરતા હોય છે. જેનો વબાલ રમત રમવાવાળા પર આવે છે. એટલે સુધી કે આ રમત સીધા માર્ગથી ભટકાવવાવાળી છે. અને બીજા માટે પણ સીધા માર્ગથી ભટકી જવાનું કારણ બને છે જે હરામ કૃત્ય છે.
- ક્રિકેટની રમત જોવાવાળાઓમાં એક ઘણી મોટી સંખ્યા સ્ત્રીઓની પણ હોય છે. જેમણે અર્ધ નગ્ન પહેરવેશ પહેર્યો હોય છે. જેમકે ચિયર લિડર્સ, અને સ્ટેડિયમમાં પ્રેક્ષકગણમાં પણ ઘણી સ્ત્રીઓની આવી જ હાલત હોય છે. બલ્કે અમૂક તો પહેરવેશમાં બિલકુલ આઝાદ હોય છે. કેટલીક વાર પુરૂ નગ્ન થઈને અથવા ફકત ચડ્ડી પહેરીને મેદાન પર અમૂક પ્રેક્ષકોની દોડવાની ઘટનાઓ પણ બની છે. અને કેમેરા વડે એમનો સિન (ફોટો અને વિડીયો) વારંવાર દેખાડવામાં આવે છે. આ રમતમાં બેશરમી અને નિર્લજ્જતાનું ચલણ વધારે થાય છે. એટલેજ આ રમત રમવી હરામ છે.
- ક્રિકેટ રમતાં-રમતાં બન્નેવ ટીમો વચ્ચે અમ્પાયરના નિર્ણય વિશે પણ ઘણી વખતે ઝઘડો થાય છે. એના લઈ આ રમત ઝઘડાનું મૂળ ઉભું કરવાનું કારણ બને છે. જે ખરેખર શરીઅતમાં સહીહ નથી. જેમકે

કુર્આનમાં છે : શૈતાન તમારા વચ્ચે ભેદભાવ અને નફરત પેદા કરવા ઈચ્છે છે. અને જેના કારણે સમાજમાં નફરત, દુશ્મનીનું કારણ બને તે (રમત) સહીહ નથી.

- ક્રિકેટની રમતમાં કોઈ કારણસર ખતરનાક ઘા લાગી જાય છે. હાથ-પગની હાડકી ક્રેક થઈ જાય છે. બલ્કે અમૂક વખતે જીવનો જોખમ થઈ જાય છે. બલ્કે નજીકના ભૂતકાળમાં એક-બે મૃત્યુ પણ થયા છે. અને મસ્અલો છે કે જે રમત શારીરિક અને માનસિક પ્રેકટીસના હેતુથી ન હોય અને તેમાં આ પ્રકારની તકલીફો વગેરેનો ભય હોય તો તે (રમત)ની મનાઈ છે.
- ક્રિકેટમાં આ પણ પ્રચલિત છે કે ખેલાડી બોલીંગ અને ફીલ્ડીંગના વચ્ચે સામેની ટીમના ખિલાડીઓને જાણી જોઈને (સ્લેજીંગ કરીને) તકલીફ પહોંચાડે છે. અને તેને રમતનો એક ભાગ ગણે છે. આ સંજોગોમાં કોઈ પણ મુસ્લિમ અને ગૈર મુસ્લિમને તકલીફ પહોંચાડવી શરીઅતની રૂએ હરામ છે. જેમકે નબી (સલ.)એ ફરમાવ્યું : વાસ્તવમાં મુસલમાન તે જ છે જેની ઝબાન અને હાથથી અન્ય મુસ્લિમો (વગેરે) સુરક્ષિત (મહફૂઝ) રહે.
- ક્રિકેટની રમત વચ્ચે જે તે ટીમની તરફદારી કરવાવાળા વિરોધી ટીમના વિરુધ્ધ બુમબરાડા કરે છે. અપમાનજનક વાતોના નારા લગાડે છે. આવી રીતે કોઈનું અપમાન કરવું, તિરસ્કાર કરવું નાજાઈઝ અને ગુનાહિત કાર્ય છે.
- અગર કોઈ ટીમ હારી જાય છે તો ખેલાડીઓ પર ઈંડા, કેક, બિસ્કીટ, બટાટા અને ટામેટા જેવી ખાવાની વસ્તુઓ ફેંકીને એમનું સ્વાગત કરવામાં આવે છે. આમાં અલ્લાહ તઆલાની નેઅમતોની ના'કદરી (નાશુકરી) નહિ, બલ્કે નેઅમતોનું અપમાન છે. આવા અનેકાનેક શરીઅત વિરુધ્ધ કારણોને લીધે (આ રમત) હરામ છે. કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : અગર તમો (મારી નેઅમતોનો) શુક્ર અદા કરશો તો હું નેઅમતોમાં વધારો કરીશ અને નાશુક્રી કરશો તો યાદ રાખો મારી પકડ ઘણી સખ્ત છે.
- આ વાત બધા જાણે છે કે આ રમતના લીધે લોકો દીન અને દુન્યાના મહત્વપૂર્ણ અને અત્યંત જરૂરી કામોથી બેદરકાર અને ગાફેલ થઈ

જાય છે. કોઈ પણ ખેલમાં આવી રીતે વ્યસ્ત થઈ જવું કે દીન-દુન્યિાનું ભાન ન રહે. કોઈ પણ રીતે યોગ્ય નથી, એનાથી દૂર રહેવું જરૂરી છે. એક કાઈદો છે કે રમત-ગમતના લીધે અગર દીન-દુનિયાના અત્યંત જરૂરી (મુખ્ય) કામો પર આડ અસર ન થતી હોય તો એ રમત રમવી દુરૂસ્ત છે. નહિંતર દુરૂસ્ત નથી.

- ક્રિકેટના રસિયાઓ રસ્તાઓ, સડકો પર અને ફળિયા (મહોલ્લા)માં ક્રિકેટની રમત રમતાં હોય છે. જયાંથી લોકોને અવર-જવરમાં તકલીફ પડે છે. ઘરોના કાચ તૂટી જતા હોય છે. તેમજ રમત વચ્ચે તાળીઓ પાડવાનો. સીટી મારવાનો તેમજ નારા લગાડવાનો અવાજ થતો હોય છે. જેના કારણે આસપાસના લોકો માટે શાંતીની ઉંઘ હરામ થઈ જાય છે. આમાં લોકોના હક પાયમાલ થાય છે અને આ હરામ કાર્ય છે. અને હદીસ શરીફમાં એવા વ્યકિતને સૌથી વધારે ખરાબ કહેવામાં આવ્યો છે. જેની તકલીફોથી લોકો સુરક્ષિત (મહફૂઝ) ન હોય. (મિશ્કાત શરીફ : ૪૨૫)

ટૂંકમાં ક્રિકેટની રમતની ખરાબીઓ ઘણી વધારે છે. બુરાઈ અને નુકસાન પણ છવાયેલું છે. આના લઈ આ રમત રમવી શરઈ દ્રષ્ટીએ સહીહ નથી. (અહકામુલ કુર્આન (હ.) થાનવી રહ. ૩/૧૯૯, મૌજુદહ ખેલકૂદ ઔર ઉનકે શરઈ અહકામ)

અલ્લાહપાક સમાજના તમામ લોકોને, વિશેષ કરીને નવયુવાનોને સહીહ સમજ નસીબ કરે. આમીન



# (૧૨) શાદી વખતના મસાઈલ બાબતે

## (૧) ઈસ્લામ ધર્મમાં નિકાહની મહત્વતા...

ઈસ્લામ ધર્મ જેમકે એક મધ્યમ માર્ગનો ધર્મ છે. જેના હુકમો મધ્યમ માર્ગ પર છે. જે માણસની પ્રાકૃતિક ઈચ્છાઓને પુરી કરવાની છૂટછાટ તેમજ કાનૂનથી બહાર નીકળી જવાની પાબંદીના કાયદા સાથે ઘેરાયેલો છે. આના લઈ એક બાજુ માણસને નાજાઈઝ રીતે ઈચ્છા પુરી કરવાથી સખ્તાઈપૂર્વક રોકવામાં આવ્યો છે. તો બીજી બાજુ એના વિકલ્પમાં કુદરતી ઈચ્છાઓને પૂરી કરવા બાબતે કોઈ જાઈઝ અને સહીહ તરીકો પણ બતલાવવામાં આવ્યા છે. એ સિવાય સંતાન (અવલાદ)ને બાકી રાખવા બાબતે, સમજદારી અને શરઈ તકાદો પણ આ જ છે કે કંઈક પાબંદી અને મર્યાદામાં રહીને પુરુષ-સ્ત્રીને મળવાનો કોઈ સહીહ રસ્તો નક્કી કરવામાં આવે. એનું જ નામ કુર્આન, સુન્નતની પરિભાષામાં નિકાહ (શાદી-લગ્ન) છે. (મઆરિફુલ કુર્આન : ૬/૧૨૦ નો ખુલાસો)

## (૨) નિકાહ કરવું ફર્ઝ, વાજીબ કે સુન્નત હોવા વિશે...

**ફર્ઝ નિકાહ :** એ વખતે હોય છે જયારે કે પુરુષની શકિત અને ઈચ્છા પૂરી કરવાની તીવ્રતા એટલી હોય કે નિકાહ ન કરવાની હાલતમાં બળાત્કારમાં ફસાઈ જવાનું યકીન હોય. એની સાથે-સાથે સ્ત્રીનું મહેર તેમજ તેનું ભરણપોષણ અદા કરવાની પણ તાકાત હોય. અને એ વાતની શંકા પણ ન હોય કે પોતાની સ્ત્રી સાથે સારો વ્યવહાર કરવાને બદલે એની પર ઝુલ્મ વગેરે થઈ જશે તો આવા સંજોગોમાં નિકાહ કરી લેવો ફર્ઝ છે. ન કરવા પર (એટલે જાણી જોઈને મોડું કરવા પર) ગુનોહ લાગુ પડશે.

**વાજીબ નિકાહ :** એ વખતે હોય છે જયારે કે ઈચ્છા પૂરી કરવાની તીવ્રતા એટલી ન હોય કે બળાત્કાર (બદકારી)માં ફસાઈ જાય, અને ભરણ-પોષણ કરવાની સાથે પોતાની સ્ત્રી પર ઝુલ્મ થઈ જવાનો ભય ન હોય તો એવા સંજોગોમાં નિકાહ વાજીબ છે. ન કરવાથી ગુનોહ લાગુ પડશે.

**સુન્નત નિકાહ :** એ વખતે હોય છે જયારે કે પુરુષની હાલત મધ્યમ માર્ગ પર હોય. એટલે કે એની શકિત અને ઈચ્છા પૂરી કરવાની તીવ્રતા વધારે પડતી ન હોય. પરંતુ સ્ત્રીની ઈચ્છા પૂરી પાડવાની શકિત હોય તેમજ તેના ભરણપોષણની એટલી તાકાત હોય કે સહીહ તરીકાથી

એના હક્કો અદા કરી શકે તો એવા સંજોગોમાં નિકાહ કરવું સુન્નતે મોઅક્કિદહ છે.

**હરામ નિકાહ :** એ વખતે હોય છે જયારે કે મિજાઝ (સ્વભાવ)ની સખ્તીના કારણે પોતાની સ્ત્રી સાથે સારો વ્યવહાર ન કરી શકવાનો તથા એના પર ઝુલ્મ થઈ જવાનું યકીન હોય તેમજ તેના હકો અદા કરી શકે એમ ન હોય તો એવા સંજોગોમાં નિકાહ કરવું હરામ અને મોટો ગુનોહ છે. આવા પુરુષે નિકાહથી બચવું જોઈએ. (અને સ્વભાવ બદલવાની તરકીબો અપનાવવી જોઈએ. (ખઝીનતુલ ફિકહ ફી મસાઈલિન્નિકાહ-૧/૩૯-૪૦)

## (૩) પુખ્તવય અવલાદના જલ્દી નિકાહ કરાવવાની તાકીદ

આયતે કુર્આન : કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે અય લોકો ! તમારામાંથી જે બે-નિકાહ હોય (એટલે કે જેના શરૂથી નિકાહ ન થયા હોય અથવા તલાક કે મૌત થવાના કારણે બે-નિકાહ હોય) તો તેમના નિકાહ કરાવી દો. (મઆરિફૂલ કુર્આન : ૬/૧૧૯, સુરએ નૂર,)

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જયારે તમારી પાસે નિકાહનો પયગામ એવા વ્યક્તિ તરફથી આવે જેની દીનદારી અને સંસ્કારથી તમો રાજી હોય તો તેનાથી નિકાહ કરી લો, નહિંતર ઘણો મોટો ફિત્નો અને ફસાદ (બગાડ-ખરાબી) જમીન પર પેદા થશે. (ઈબ્ને માજહ : ૧/૧૪૧) અને એક રિવાયતમાં છે કે સહાબાએ કિરામ (રદી.)એ નબી (સલ.)ને પૂછ્યું કે અગર એમાં માલની અછત (કમી) હોય, તો નબી (સલ.) એ જવાબમાં ફરમાવ્યું કે ભલે એમાં માલની અછત હોય, પણ તમો એના દીન, સંસ્કારથી રાજી હોય તો તેનાથી નિકાહ કરી લો.

## (૪) રિશ્તો (સગાઈ) કરવામાં મુખ્ય ગુણ વિશે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ચાર ગુણોને લીધે સ્ત્રીથી નિકાહ કરવામાં આવે છે. (૧) માલ (૨) ખૂબસુરતી (સુંદરતા) (૩) કુટુંબની ખાનદાનિયત (૪) દીનદારી, તમારી સફળતા એમાં જ છે કે તમો (આ બધા ગુણોમાંથી) દીનદારીને મહત્વ આપો. (બુખારી શરીફ વગેરે)

## (૫) રિશ્તો (સગાઈ) કરવામાં મશ્વેરો અને ઈસ્તેખારહ વિશે

મસ્અલા : કોઈ જગ્યાએથી નિકાહનો રિશ્તો આવવા પર કબુલ કરવા, ન કરવા વિશે મૂંઝવણ થઈ રહી હોય તો એમાં ઉતાવળ ન કરે.

ફેંસલો કરવા પહેલા વિચાર કરે. એ છતાંય સમજણ ન પડે તો સંબંધી અને વડીલો સાથે મશ્વરો કરે. કેમકે કુર્આનમાં પણ મશ્વેરાનો હુકમ આપેલો છે. (પારહ : ૨૫, આયત :૩૮)

અને શ્રેષ્ઠ આ છે કે ઈસ્તેખારહ કરવામાં આવે બે રકા'ત સલાતુલ ઈસ્તેખારહ પઢીને, ઈસ્તેખારહની દુઆ પઢે, પછી સૂઈ જાય, જાગ્યા પછી જે સમજમાં આવે, એના મુજબ ફેસલો કરે, ઈસ્તેખારહમાં સપનું જોવું જરૂરી નથી. દિલી સંતોષ થઈ જવો પુરતું છે. એક-બે દિવસમાં સમજમાં ન આવે તો સાત દિવસ સુધી કરે. અગર પોતે ફેંસલો ન કરી શકે તો કોઈ આલિમે દીનથી ઈસ્તેખારહ કરાવે. પછી જે બાજુ દીલી સંતોષ લાગે તે મુજબ અલ્લાહ તઆલા પર ભરોસો રાખીને કામ કરે.

### ✤ ઈસ્તેખારહની દુઆ :-

અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરૂક બિઈલ્મિક. વસ્તકદિરુક બિકુદરતિક વઅસ્અલુક મિન ફઝલિકલ અઝીમ, ફીન્નક તકદિરુ વલા અકદિરૂ વતઅલમુ વલા અઅલમુ, વઅન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર ખૈરૂલ લી ફી દીની વ મઆશી, વ આકિબતિ અમ્રી ફકદિરહુ લી સુમ્મ બારિક લી ફીહી, વઈન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર શર્રુલલી ફી દીની વ મઆશી, વ આકિબતિ અમ્રી ફસ્રીફહુ અન્ની, વસ્રીફની અન્હુ, વકદિરલીયલ ખૈર, હયસુ કાન, સુમ્મ અરજીની બિહી. (નસાઈ શરીફ : ૨/૬૨)

## (૬) રિશ્તા (સગાઈ)ની શરઈ હેસિયત વિશે...

### ✤ હઝરત ફાતિમા (રદી.)ની સગાઈનો પ્રસંગ :-

હઝરત ફાતિમા (રદી.)ની સગાઈનો પ્રસંગ આ રીતે થયો હતો કે સૌ પ્રથમ હઝરત અબૂબકર (રદી.)એ દરખાસ્ત રજુ કરી. નબી (સલ.)એ ફરમાવ્યું : કે હું વહી (અલ્લાહના આદેશ)નો ઈન્તેજાર કરીશ. એ પછી હઝરત ઉમર ફારૂક (રદી.)એ દરખાસ્ત (અરજી) રજૂ કરી. નબી (સલ.)એ એમને પણ એવો જ જવાબ આપ્યો, એ પછી હઝરત અલી. (રદી.)એ એમના ખાસ લોકોના આગ્રહના લીધે, આપ (સલ.)ની ખિદમતમાં હાજર થઈને મૌખિકમાં દરખાસ્ત રજુ કરી, એ પછી નબી (સલ.) પર વહી નાઝિલ થઈ. (અલ્લાહનો આદેશ ઉતર્યો) અને એમની (હઝરત અલી રદી.)ની દરખાસ્ત મંજૂર થઈ ગઈ. (બેહશ્તી ઝેવર : ૬/૪૨ ના હાશિયામાંથી)

બસ આવી રીતે હુઝુર (સલ.)ની લાડલી બેટી હઝરત ફાતિમાની સગાઈનો પ્રસંગ યોજાયો હતો. અને આ જ રીતે સગાઈ કરવી, સુન્નત તરીકા મુજબ સગાઈ કરવી છે. એના સિવાય કંઈ જ નહિ.

વાસ્તવમાં સગાઈ એટલે બન્ને પક્ષે છોકરા-છોકરી વચ્ચે એક પ્રકારનો નિકાહનો કરાર (કબુલાત) છે. બની શકે ત્યાં સુધી એને પુરુ પાડવાની સંપૂર્ણ કોશીષ કરવી જોઈએ. ટૂંકમાં સગાઈ થઈ ગયા પછી બન્નેવ પક્ષના લોકો મૌખિક રીતે અથવા લૈખિતમાં નિકાહની તારીખ નક્કી કરી લે અને નક્કી થયેલ તારીખ મુજબ રસ્મો-રિવાજથી બચીને, સંબંધીઓ અને મિત્રોની હાજરીમાં બિલકુલ સાદગી અને સુન્નત તરીકા મુજબ સાદગીથી શરીઅતની હદોમાં રહીને નિકાહ કરી લે.

(ખઝીનતુલ ફિકહ ફી મસાઈલિન્નિકાહ ૧/૧૦૨)

## (૭) જેનાથી નિકાહ કરવો હોય તેને જોવા વિશે...

મસ્અલા : (જે છોકરીથી નિકાહ કરવાનો ઈરાદો હોય તો) પસંદ કરવાના હેતુથી તે છોકરીને જોવું મુસ્તહબ અને જાઈઝ છે. પણ જયારે કે નિકાહનો રિશ્તો મંજૂર થવાની ઉમ્મીદ પણ હોય. અગર ઉમ્મીદ ન હોય તો, જોવાની પરવાનગી નથી. (ફતાવા રહીમીય્યહ : ૪/૩૦૮ શામીના હવાલાથી)

## (૮) રિશ્તા (સગાઈ) પછી છોકરા-છોકરીનું મળવા બાબતે

ઘણી અફસોસ જનક વાત છે કે અમૂક સમાજમાં છોકરા-છોકરીનું સગાઈ થયા પછી જ આપસમાં હરવા-ફરવાનો, સામ-સામે વાત-ચીત કરવાનો, એકાંતમાં મુલાકાત કરવાનો રિવાજ એટલો પ્રચલિત થઈ ગયો છે કે અલ્લાહની પનાહ, જેમકે ખરેખર બન્નેવના નિકાહ થઈ ગયા હોય, લોકો એને ખરાબ અને શરમજનક પણ નથી સમજતા, એનાથી વધારે અફસોસની વાત એ છે કે મા-બાપ પોતે જ તહેવાર કે અન્ય ખુશીના મૌકા પર પરવાનગી આપે છે ફકત એ ઉમ્મીદ પર કે મારી છોકરીની સગાઈ તૂટી ન જાય. તેઓ ભાન ભુલી જાય છે કે દિલોને જોડનાર ફકત એક અલ્લાહ જ છે. અને અલ્લાહના હુકમનું ઉલ્લંઘન કરીને આવી ઉમ્મીદો રાખે છે. અને અંતે માથે હાથ દઈ રડવાના દિવસો જોવાના આવે છે. એટલે કે સગાઈ તૂટી જાય છે. અલ્લાહ પણ નારાજ થઈ જાય છે. બન્નેવ બાજુનું નુકસાન ભોગવે છે.

મસ્અલા : નિકાહ પહેલા શરીઅતે નિકાહ કરવાના હેતુથી છોકરા-

છોકરીને એક નજર જોઈ લેવાને જાઈઝ ઠરાવ્યું છે. એ પછી નિકાહ ન થવા સુધી એ છોકરો-છોકરી એકબીજા માટે ગૈર મહરમ છે. આપસમાં વાતચીત કરવી. એકાંતમાં મુલાકાત લેવી, એકબીજાને જોવા, આજના યુગ પ્રમાણે મેસેજ વગેરેથી કોન્ટેક કરવો (સંબંધ જોડવો) મોટો ગુનોહ છે. અને આ બધું બિલકુલ હરામ છે. અગર સગાઈ થઈ ગયા પછી અલગ રહેવું (સંબંધ ન જોડવું) સહન ન થતું હોય તો શરીઅત અનુસાર નિકાહ જ કરી લેવામાં આવે. ભલે ને રૂખ્સતી મોડેથી થાય. જેના લીધે હરામ કામોથી બચી શકાય. (ફતાવા રહીમીય્યહ : ૪/૩૦૮)

અલ્લાહ તઆલા સૌને સહીહ સમજ નસીબ ફરમાવે. સમાજમાંથી બેશર્મીના માહોલને ખતમ ફરમાવે. આમીન.

## (૯) સગાઈ પર સગાઈનો સંદેશો આપવા વિશે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કોઈ મુસલમાન બીજા મુસલમાન ભાઈની સગાઈના સંદેશા પર ત્યાં સુધી સગાઈનો સંદેશો ન આપે જયાં સુધી પહેલા સંદેશો આપનાર નિકાહ ન કરી લે અથવા સગાઈની વાતચીત ખતમ ન કરી દે. (બુખારી શરીફ ૨/૭૭૨)

## (૧૦) સગાઈ થવાના પ્રસંગે છોકરી પક્ષે પૈસા માંગવા વિશે

મસ્અલા :- સગાઈ થવાના પ્રસંગે છોકરી વિશે નિકાહના રિશ્તાની વાત ચીત નક્કી થવાના મૌકા પર છોકરા પક્ષે પૈસા લેવાનો રિવાજ ખોટો છે. એને ખતમ કરવામાં આવે. (ફતાવા મહમૂદીય્યહ : ૧૧/૧૯૦-૧૯૧)

## ✣ એક અફસોસજનક વાત...

હઝરત મુફતી અહમદ બેમાત સા. (રહ.) એ લખ્યું છે કે વહોરા (મુસ્લીમ) સમાજમાં શાદી શું થાય છે, જાણે કે દિકરી આપવા પહેલાંથી જમાઈ તેમજ વેવાઈની સાથે આખા ખાનદાનને સોસાયટીમાં (પૈસા માંગીને) ગિરો મૂકી દેવામાં આવે છે. અને લાંબી મુદત નથી વિતવા પામતી કે જણસ (સોના-ચાંદી)ના દાગીના-કપડાંના ઝઘડા શરૂ થઈ જાય છે. અંતે બધી જ ખુશી, ગમી (દુઃખ)માં ફેરવાઈ જાય છે.

અફસોસ તો એ વાતનો છે કે આ પ્રકારના કુરિવાજોમાં કોમ એટલી ડૂબી ગઈ છે કે એની ખરાબીના સ્વીકાર માટે પણ કોઈ તૈયાર નથી.

ગરીબ પોતાની ગરીબાઈ છુપાવવા, અને પોતાને ધનવાન બતાવવા માટે સારા સાધનો, લેટેસ્ટ ફર્નીચર તેમજ અન્ય બિનજરૂરી ખર્ચાઓ કરે

છે. (વ્યાજુ વ્યવહાર અને...પેજ-૨૦,૨૧)

જેના માટે વ્યાજે પૈસા લાવવા પડે છે જે શરીઅતમાં બિલકુલ હરામ છે. અમૂક રિવાયત મુજબ વ્યાજે પૈસાની લેવડદેવડ પોતાની માં સાથે (૩૬) છત્રીસ વખત વ્યભિચાર (ઝીના) કરવા બરાબર છે. અને આ ખરાબી ફકત વહોરા સમાજમાં જ નહિ. બલ્કે મુસલમાનોના અન્ય સમાજમાં પણ દાખલ થઈ ગઈ છે. ધનવાન લોકો પણ શાદી પ્રસંગમાં પૈસાનો એટલો ખર્ચ કરે છે કે અલ્લાહની પનાહ. તેઓ ભાન ભૂલી જાય છે કે અમે મુસલમાન છીએ, જેણે અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ના માર્ગદર્શન મુજબ ચાલવું જોઈએ તે શરઈ તાલીમ વિરુધ્ધ શાદીનો પ્રસંગ ઉજવે છે. અને એટલા માટે જ જમાઈઓને ધંધો-કારોબાર કર્યા વિના ઘરે બેસીને હરીફરીને ખાવાની, ઝિંદગી પસાર કરવાની ટેવ પડે છે. જયાં સુધી સસરા તરફથી પૈસા મળે છે, ત્યાં સુધી છોકરી સાથે સારો વ્યવહાર રાખતા હોય છે. જયાં પૈસા મોકલવા વિશે થોડીક અછત થવા લાગે તો તેઓ ઔરત પર દબાણ કરે છે. અને છેવટે તલાક સુધી મામલો પહોંચી જાય છે.

અલ્લાહ અને રસૂલ (સલ.)ની તાલીમ વિરુધ્ધ જીવન પસાર કરી ન કોઈ સુખી થયુ છે અને ન કોઈ સુખી થવાનું છે. અલ્લાહ તઆલા શરઈ તાલીમ મુજબ જીવન પસાર કરવું નસીબ ફરમાવે. આમીન.

## (૧૧) શાદી વખતે પીઠી વગેરેના રિવાજ વિશે...

મસ્અલા : શાદી પહેલા પીઠી ચોળવી, શાદી વખતે ગળામાં ફુલોનો હાર પહેરવો વગેરે સર્વે બિનઈસ્લામી અને પરકોમને દેખાદેખી પ્રવેશેલા રિવાજો છે. એને છોડવું જરૂરી છે. હુઝુરે અકદસ (સલ.) અને સહાબા (રદિ.) બધાએ નિકાહ કર્યા હતા પરંતુ કોઈ પણ કિતાબમાં ઉપરોકત રિવાજો કર્યા હોય એમ જણાતું નથી. (ફતાવા દીનીય્યહ : ૧/૩૦૭)

## (૧૨) શાદી વખતે ફૂલોનો હાર પહેરવા વિશે...

મસ્અલા : ગળામાં ફૂલોનો હાર પહેરવો ગૈર કૌમનો રિવાજ છે. એનાથી સાવચેતી રાખવી જોઈએ. (ફતાવા મહમૂદીય્યહ : ૧૧/૨૪૦)

## (૧૩) શાદી વખતે ગાડી વગેરેનું ડેકોરેશન વિશે...

મસ્અલા : ખુશીના પ્રસંગે ખુશી વ્યકત કરવાની શરીઅતમાં છૂટ-છાટ જરૂર આપેલી છે. પણ એની એક મર્યાદા છે. એટલે કે શરીઅતના

કોઈ હુકમનું ઉલ્લંઘન ન થાય, તેવી રીતે ખુશી વ્યકત કરવામાં આવે. નિકાહ વખતે ગાડી વગેરેના ડેકોરેશન કરવામાં ટાઈમ અને પૈસાનો દુરૂપયોગ અને ખોટો ખર્ચ થાય છે. જેને શરીઅતની પરિભાષામાં ફુઝુલખર્ચી કહેવાય છે. જેનાથી કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ મના ફરમાવ્યું છે. બલ્કે એવા લોકોને શૈતાનના ભાઈ કહેવામાં આવ્યા છે. (પારહ : ૧૫) અલ્લાહ સહીહ સમજ નસીબ ફરમાવે. પૈસાના સહીહ ઈસ્તેમાલની તૌફીક અતા ફરમાવે. આમીન

## (૧૪) નિકાહ પહેલા કપડાં-દાગીના દેખાડવાના રિવાજ...

મસ્અલા : નિકાહથી પહેલા છોકરીના દાગીના તેમજ તેના કપડા વગેરે મજલીસના હાજરજનોને દેખાડવામાં આવે છે તે બિલકુલ યોગ્ય નથી. કારણ કે તે દેખાડવું પ્રદર્શન કરવા અને પ્રખ્યાત થવાના હેતુ (મકસદ)થી હોય છે. જે શરીઅતમાં મના છે.

આ તો મા-બાપ તરફથી છોકરી પર એહસાન છે. તે એહસાન પણ લોકોને બતાવીને કરવામાં આવે ! જેમાં ઈખ્લાસ બાકી રહેતો નથી. જેથી સવાબ પણ ખતમ થઈ જાય છે. (ફતાવા મહમૂદિય્યહ : ૧૧/૨૦૫,૨૦૬)

## (૧૫) નિકાહ પછી દુલ્હનનો ચહેરો જોવા બાબતે...

મસ્અલા : નિકાહ પછી (એટલે કે બરાત આવ્યા પછી સાસરીમાં) લોકો દુલ્હનનો ચહેરો જોવા માટે સ્પેશ્યલ આવે છે. (જેની કોઈ જરૂરત નથી.) આ એક ખોટો રિવાજ છે. જેને ત્યજી (છોડી) દેવો જોઈએ. આમ કરવું કોઈ શરીઅતમાં સાબિત નથી. (ફતાવા મહમૂદિયહ : ૧૧/૨૦૫, ૨૦૬)

## (૧૬) નિકાહ પછી દુલ્હા પાસે પૈસા માંગવા વિશે...

મસ્અલા : નિકાહ પછી અથવા પહેલા દુલ્હાના ચપ્પલ કે ટોપી વગેરે સામાન છુપાવી દેવામાં આવે છે. અને પછી એની પાસે પૈસાની માંગણી કરવામાં આવે છે. આ પણ એક ખોટો રિવાજ છે. જે જાઈઝ નથી. કેમકે દુલ્હાને શરમમાં નાંખીને કે બળજબરી કરીને અથવા બીજી પ્રવૃત્તિ કરીને પૈસા લેવા કે જેમાં એનું દિલ રાજી ન હોય બિલકુલ યોગ્ય નથી. બલ્કે લેવા પછી પણ પાછા આપી દેવા જરૂરી છે. અને ન આપવા પર અપમાન જનક શબ્દો કહેવા એ પણ સખ્ત ગુનોહ છે.

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કોઈ વ્યકિતનો માલ એવી રીતે લેવો કે એનું દિલ રાજી ન હોય, હલાલ નથી. (મિશ્કાત)

## (૧૭) નિકાહ પછી સલામી ભરવા જવાના રિવાજ વિશે...

મસ્અલા : નિકાહ થયા પછી સલામી ભરવા જવાનો રિવાજ પણ પ્રચલિત છે. જેમાં અતિશય બે-શર્મીનો માહોલ એટલી હદે બની જાય છે. કે કાકા, મામા કે ફુઆની છોકરીઓ એકઠી થઈ જાય છે અને વારંવાર દુલ્હાનું નાક ખેંચીને બેશર્મીનો માહોલ કાયમ કરે છે. જયારે કે દુલ્હો એ બધા માટે પારકા પુરુષ સમાન છે. અને શરીઅતે પારકા પુરુષ પર જરૂરત વિના નજર નાંખવાથી પણ મના કર્યું છે. હવે આ રિવાજ વિશે વિચારવું જોઈએ કે આમ કરવું કેવી રીતે સહીહ અને યોગ્ય કહી શકાય. જેમાં શરીઅતના હુકમનું ઉલ્લંઘન થતું હોય.

## (૧૮) નિકાહના મસ્નૂન તરીકા વિશે...

નિકાહથી પહેલા છોકરીના મહરમ પુરુષોમાંથી એક વકીલ બે ગવાહ (સાક્ષી)ની હાજરીમા છોકરી પાસે હાજર થાય. પછી વકીલ પૂછી લે (નામ સાથે ચોખવટ કરી ને) કે ફલાણા ભાઈના છોકરા સાથે આટલા મહેરમાં તમારો નિકાહ તમને મંજૂર છે ? પરવાનગી લઈ લે. જયારે છોકરી લૈખિક કે મૌખિકમાં અથવા બીજી કોઈ રીતે પરવાનગી આપી દે એ પછી વકીલ ગવાહો સાથે નિકાહની મજલિસમાં હાજર થઈ, નિકાહ પઢાવનારને ચોખવટ પૂર્વક જાણ કરી દે. (ફઝાઈલે નિકાહ : પેજ-૭૦)

એ પછી નિકાહ પઢાવનાર મસ્નૂન ખૂત્બો પઢીને છોકરાથી નિકાહ કબૂલ (મંજૂર) કરાવી લે.

અગર મસ્નૂન ખૂત્બો પઢયા વગર બે ગવાહની રૂબરૂ નિકાહ પઢાવે તો પણ નિકાહ સહીહ થઈ જશે. પણ સુન્નત તરીકાના વિરૂધ્ધ કહેવાશે. (ફતાવા રહીમીય્યહ : ૪/૨૯૬, ૨૯૭)

## (૧૯) ખાનગી રીતે નિકાહ કરવા વિશે...

મસ્અલા : નિકાહ ખુલ્લમ-ખુલ્લા અને જાહેરમાં પઢવા જોઈએ. જેથી કોઈને ખોટો વ્હેમ ન ઉદ્ભવે. તેમ છતાં ગવાહોના રૂબરૂ શરઈ કાનુન મુજબ ઘરમાં ખાનગી (ગુપ્ત) રીતે નિકાહ પઢવામાં આવશે તો તે પણ સહીહ અને માન્ય ગણાશે (પણ મકરૂહ થશે).

(ફતાવા દીનીય્યહ : ૩/૧૪૫, ૧૪૬)

## (૨૦) નિકાહ પછી સલામ, મુસાફહ કરવા વિશે...

મસ્અલા : આ મૌકા પર (નિકાહ પછી) દુલ્હાનું અન્ય લોકોને

સલામ મુસાફહ (મસ્નૂન સમજીને) કરવું શરીઅતમાં સાબિત નથી.

(ફતાવા મહમૂદિયહ : ૧૧/૨૦૪)

**મસ્અલા :** અગર સામે ચાલીને મુસાફહ કરવા આવે તો સુન્નત ન સમજીને ફકત મુબારકબાદી (અભિનંદન) પાઠવવાની નિય્યતથી કરી લે તો એની ગુંજાઈશ (છૂટછાટ) છે. કેમકે મુસલમાનના દિલને તકલીફ પહોંચાડવી પણ ગુનોહ છે. આના લઈ સામે ચાલીને મુસાફહ કરનારના દિલનો એહતેરામ રાખીને કરી લેવો જોઈએ.

## (૨૧) નિકાહ અને રૂખ્સતી વચ્ચે સમયનું અંતર રાખવા વિશે

**મસ્અલા :** નિકાહ થઈ ગયા પછી કોઈ હેતુ (મકસદ) ખાતર રૂખ્સતી કરવામાં થોડાક સમયનું અંતર રાખવું સહીહ છે. જેમ કે હઝરત આઈશા (રદિ.)ની રૂખ્સતી અને નિકાહ વચ્ચે ત્રણ (૩) વર્ષનું અંતર રાખવાનું હદીસ શરીફમાં વર્ણન છે. (સહીહ બુખારી શરીફ)

## (૨૨) રૂખ્સતી અને બરા'ત લઈ જવા વિશે...

### ✣ હઝરત ફાતિમા (રદિ.)ની રુખ્સતીનો તરીકો...

હુઝુરે અકરમ (સલ.)એ પોતાની લાડલી બેટી હઝરત સય્યિદહ ફાતિમા (રદિ.)ને ઉમ્મે અયમન (રદિ.) નામની ઔરત (જે આપ (સલ.)ના ત્યાં ખિદમત માટે હતી) સાથે હઝરત અલી (રદી.)ના ઘરે મોકલી હતી. અને અમૂક રિવાયત મુજબ આપ (સલ.) એ હઝરત ઉમ્મે અયમન સાથે સંદેશો મોકલ્યો હતો કે હઝરત અલી (રદી.) ને કહેજો કે ઈશા પછી રાત્રે હું આવીશ. મારો ઈન્તેજાર કરે.

### ✣ હઝરત આઈશા (રદી.)ની રુખ્સતીનો તરીકો...

ટૂંકમાં આ છે કે અન્સારી સ્ત્રીઓ દુલ્હન (હઝરત આઈશા રદી.)ને લેવા માટે હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)ના ઘરે પહોંચી. મહેમાનોએ દુલ્હન હઝરત આઈશા (રદિ.)ને મુબારકબાદી આપી અને ભલે પધાર્યાના શબ્દો કહેવામાં આવ્યા. થોડી વાર પછી પોતે હુઝૂર (સલ.) પણ સાસરીમાં (એટલે કે હઝરત અબૂબકરના (રદિ.)ના ઘરે) તશરીફ લઈ ગયા.

(બુખારી શરીફ, સીરતે આઈશા : પેજ-૩૦)

**ખુલાસો :-** હજારો, કરોડો દુરૂદ અને રહમત ઉતરે આપણા પ્યારા નબી (સલ.) પર, કે આપની જીંદગીમાં ઉમ્મતના બન્ને પ્રકારના લોકો (ગરીબ-માલદાર) માટે જીંદગીના અનેક અમલોમાંથી નિકાહના અમલ

વિશે પણ માર્ગદર્શન મૌજુદ છે, કે ગરીબ પોતાની ગરીબીમાં રહીને પણ અને માલદાર પોતાની માલદારીમાં રહીને ખુશીના પ્રસંગો કરી શકે છે. જેમકે હઝરત ફાતિમા (રદી.)ની રૂખ્સતીના કિસ્સામાં ગરીબો માટે સબક છે અને માલદારો માટે પણ હઝરત આઈશા (રદી.)ની રૂખ્સતીમાં સબક છે કે તે સાસરીમાં હાજર થઈને દુલ્હનને લાવી શકે છે.

પણ બન્ને (માલદાર અને ગરીબ) લોકો આટલી સહુલત અને સાદગી સાથે પ્રસંગ કરવાના મધ્યમ વર્ગીય માર્ગ ભુલી જઈને સીધો માર્ગ ખોઈ બેઠા છે. એટલે કે માલદાર લોકો શાદીના પ્રસંગે માલદારી અને મોટાઈ અને દેખાડો કરવાના હેતુથી માલનો એટલો ખર્ચ કરે છે કે અલ્લાહની પનાહ, જે ફુઝુલ ખર્ચીમાં દાખલ થઈ કુર્આનની તાલીમના વિરુધ્ધ અમલ કરે છે. અને ગરીબ લોકો એમને જોઈને પોતાની હેસિયતથી વધારે પડતો ખર્ચ કરે છે. જેના લીધે એમને વ્યાજે કરજ પણ લેવુ પડે છે. કિંમતી વસ્તુઓ ગીરો રાખવી પડે છે. જયારે કે વ્યાજનું લેવડદેવડ શરીઅતમાં બિલકુલ હરામ છે. અને ખુશીના પ્રસંગે પોતાની ગરીબી છુપાવવા ખાતર આવા હરામ કામોને કરતા હોય છે. જ્યારે કે નબી (સલ.)એ ફરમાવ્યું: સૌથી શ્રેષ્ઠ અને બરકતવાળો તે નિકાહ છે. જેમાં ઓછામાં ઓછો ખર્ચ કરવામાં આવે. અલ્લાહ તઆલા બન્નેવ પ્રકારના લોકોને નબી (સલ.)ના માર્ગદર્શન મુજબ ચાલવાની તોફીક નસીબ કરે. આમીન.

## (૨૩) મહેર બાબતે ચોખવટ...

મહેર બે પ્રકારનું પ્રચલિત છે. (૧) મહેરે ફાતિમી (૨) મહેરે ફાતિમીના સિવાય જે ઓછામાં ઓછું દસ દિરહમ જેટલી હોય છે.

શરીઅતમાં મહેર વધારે નક્કી કરવાની કોઈ હદ નથી. પરંતુ ઓછામાં ઓછી મહેરની હદ નક્કી છે. એનાથી ઓછી મહેર કોઈ નક્કી કરશે તો માન્ય ગણાશે નહિ.

### ✤ દસ દિરહમ મહેરનું મુલ્ય વર્તમાન યુગમાં...

મસ્અલા : દસ દિરહમ વર્તમાન યુગ મુજબ ગ્રામના હિસાબે "૩૦" ગ્રામ "૬૧૮" મિ.ગ્રામ થાય છે. અને દસ ગ્રામના તોલા મુજબ ૩ તોલા, ૬૧૮ મિ.ગ્રામ ચાંદી થાય છે. ચાંદીની કિંમતમાં વધઘટ થતી રહેતી હોવાના લીધે એની કિંમત નિયુકત (નક્કી) કરીને લખી દેવી અશકય છે.

આ કારણે નિકાહના પ્રસંગે ઉપરોક્ત જણાવેલ વજન પ્રમાણે જે કંઈ કિંમત થતી હશે. તે મોઅતબર (માન્ય) રહેશે.(ઈઝાહુલ મસાઈલ : પેજ-૧૨૯)

**મસ્અલા :** જે કોઈ માણસ દસ દિરહમથી ઓછા પ્રમાણમાં મહેર નક્કી કરશે તો તે માન્ય રહેશે નહિ અને એના સિરે દસ દિરહમ (બરાબર) મહેર અદા કરવાની રહેશે. (અહસનુલ ફતાવા ૫/૩૫)

### ✤ મહરે ફાતિમી :-

હઝરત ફાતિમા (રદી.)ના નિકાહ વખતે આપના માટે જે મહેર નક્કી કરવામાં આવી હતી તેને મહેરે ફાતમી કહે છે.

મહેરે ફાતિમીની મિકદાર (માપ) વિશે ત્રણ વાતો છે. જેમાંથી શ્રેષ્ઠ વાત આ છે કે હઝરત ફાતિમા (રદિ.)ના મહેર વિશે સહીહ મિકદાર (માપ) આ છે કે ચારસો (૪૦૦) મિસ્કાલ ચાંદી નક્કી કરવામાં આવી હતી. જેનું વજન લગભગ એકસો પચાસ (૧૫૦) તોલા થાય છે.

એકસો પચાસ તોલાના ગ્રામના હિસાબથી લગભગ સત્તરસો ઓગણપચાસ (૧૭૪૯) ગ્રામ, છસો (૬૦૦) મી.લી. ગ્રામ બને છે. જે દિવસે મહરે ફાતમી નક્કી કરવામાં આવે તે દિવસે ચાંદીનો ભાવ બજારથી જાણી લેવામાં આવે. એ પછી આ પ્રમાણમાં ચાંદી અથવા તેના પૈસા નક્કી કરવામાં આવે અને આ જ વાત વધારે ઉત્તમ અને શ્રેષ્ઠ છે.

(ફતાવા રહીમીય્યહ : ૪/૩૯૦)

**મસ્અલા :** મહરે ફાતિમી સુન્નત, સવાબનો અને બરકતનો ઝરીયો છે. જેની હેસીયત હોય એના માટે આ સુન્નત પર અમલ કરવું શ્રેષ્ઠ છે. પણ મહેરે ફાતિમી નક્કી કરવા પર આગ્રહ કરવો ન જોઈએ. એટલી મહેર અદા કરવાની હેસિયત ન હોય તો પછી પોતાની હેસિયત પ્રમાણે જ મહેર નક્કી કરવી જોઈએ. જે સરળતાથી અદા થઈ શકે.

(ખઝીનતુલ ફિકહ ફી મસાઈલિન્નિકાહ : ૧/૧૬૬)

## (૨૪) સુહાગરાત માણવાના આદાબ અને દુઆ વિશે...

- પહેલી મુલાકાતમાં વાત-ચીત કરતા પહેલા સલામ કરે અને પછી દુલ્હનની પેશાની અને એના વાળ પર હાથ રાખીને આ દુઆ પઢે : **અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક ખૈયરહા વ ખૈયર મા જબલ્તહા અલૈહી. વઅઊઝુ બિક મિન શર્રિહા વ શર્રિમા જબલ્તહા અલૈહી.**

(ઈબ્ને માજહ શરીફ : ૧૩૮)

- મુલાકાત પછી વુઝુ કરીને બે રકા'ત સલાતુલ હાજત, સલાતુશ શુક્રિયહની નિય્યતથી પઢે. ખૈર, બરકત અને પ્રેમભાવના સાથે જીવન ગુઝરે અને નેક અવલાદ પ્રાપ્ત થાય તેની દુઆ કરે.
- હમબિસ્તરી (સમાગમ) કરવામાં જલ્દી ન કરે. એના માટે આખી જીંદગી છે. બલ્કે શરૂમાં પ્યાર, મુહબ્બતની આનંદપૂર્વક વાતો કરે અને રાતનો વધારે પડતો ભાગ વાતચીતમાં જ પસાર કરે. જેનાથી બન્નેવ વચ્ચેથી પારકાપણુ ખતમ થઈ જાય અને એકબીજાથી માનુસ થઈ જાય. એ પછી સમાગમ કરે.
- સમાગમ કરતા પહેલા આ દુઆ પઢે : **બિસ્મિલ્લાહી, અલ્લાહુમ્મ જન્નિબ્ના શ્શયતાન વજન્નિબિશ્શયતાન મા રઝકતના.**

(બુખારી શરીફ : ૨/૭૭૬)

નોટ :- આ દુઆ પઢવાથી અવલાદ શૈતાની અસરથી મહફૂઝ (સુરક્ષિત) રહે છે.

- સમાગમ કર્યા પછી આ દુઆ પઢે : **અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખલક મિનલ માઇ બશરન વજઅલહુ નસબન વસિહરા.**

(ફતાવા રહીમીય્યહ : ૪/૨૮૭)

આ દુઆ જયારે જયારે પણ સમાગમ કરે ત્યારે પઢવાનો એહતેમામ કરવો જોઈએ.

## ✤ સમાગમનો નાજાઈઝ તરીકો :-

પવિત્ર શરીઅતમાં ઔરતના આખા શરીરથી દરેક રીતે ફાયદો પ્રાપ્ત કરવાની પરવાનગી આપેલ છે. અલબત્તા શરીરના પાછલા ભાગે ઓરત સાથે સમાગમ કરવું હરામ છે. એવી જ રીતે માસિક અને પ્રસૃતિ બાદના રકતસ્ત્રાવ (એટલે કે નાપાકી)ના દિવસોમાં પણ સમાગમ કરવું નાજાઈઝ અને હરામ છે. જેમ કે કુર્આનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે માસિક અને પ્રસૃતિ બાદના રકતસ્ત્રાવ (એટલે કે નાપાકી)ના દિવસોમાં (સમાગમ કરવાથી) વેગળા (દૂર) રહો. જયાં સુધી તે (ઓરત) પાક ન થઈ જાય. (પારહ : ૨, રૂકુઅ : ૧૨)

## ✤ સમાગમનો તરીકો :-

શરીરના આગળના ભાગે સમાગમ કરવું જાઈઝ છે. બલ્કે આના પર સદકો કરવા બરાબર સવાબ છે. એના માટે જે કંઈ તરીકો અમલમાં

લાવવામાં આવે. શરીઅતમાં એ વિશે કોઈ પાબંદી નથી. અલબત્તા એક તરીકો વધારે ઉત્તમ છે જે કુર્આન શરીફની આયતથી અણસાર (એટલે કે ઈશારાથી સાબિત) છે. તે આ છે કે પુરુષ ઉપર હોય અને સ્ત્રી એની નીચે હોય. (પારહ : ૯, રૂકુઅ : ૧૪)

### ✤ ગુસ્લે જનાબત વિશે :-

**મસ્અલા :** સમાગમથી ફારિગ થઈ નાપાકી દુર કરવાનું ગુસ્લ જલ્દીથી કરવું જોઈએ. જેમાં વાળ બરાબર શરીરનો કોઈ ભાગ સુકો ન રહે. એની ખાસ કાળજી રાખે. અને ફજરની નમાઝ તકબીરે ઉલા સાથે પહેલી સફમાં પઢવાનો આગ્રહ રાખે. અને આ બાબતનું ધ્યાન પૂરી જીંદગી રાખે.

## (૨૫) એક અફસોસજનક વાત...

સમાગમ કરતી વખતે અમૂક પુરુષો મોબાઈલ પર બેશર્મીની (પોર્ન) ફિલ્મો જોઈને એની નકલ (એકટીંગ) કરે છે. જેમાં અમૂક તો શરમની મર્યાદા પાર કરી જાય છે. જેના લીધે ઘણીખરી સ્ત્રીઓ પુરુષોની આવી બેશર્મીની આદતથી હેરાન-પરેશાન હોય છે. પણ શરમના લીધે કોને કહે, અલ્લાહ તઆલા દરેકને શરમ-હયા નસીબ ફરમાવે. આમીન

## (૨૬) સુહાગરાતની વાતો અન્ય લોકોને જણાવવા વિશે...

**મસ્અલા :** આપણો ઈસ્લામ મઝહબ ઘણો જ પવિત્ર છે. એના લઈ (એમાં) જે વસ્તુ બેશર્મી, બેઅદબીની હોય અને વ્યર્થ હોય તેનાથી ખાસ કરીને રોકવામાં આવે છે. એ જ કારણસર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે કયામતના દિવસે લોકોમાં અતિશય ખરાબ સ્થાનવાળો માણસ (સ્ત્રી-પુરુષ) અલ્લાહને ત્યાં તે હશે જે પોતાની ઓરતથી સમાગમ કરે અને ઓરત તેની સાથે મજા કરે. પછી એક બીજાના ભેદ (સુહાગરાત્રિની વાતો) બીજાની સામે કહેતા ફરે. (તહતાવી પા. ૩૬૯)

ઉપરોક્ત હદીસમાં સબક છે કે મર્દ પોતાના દોસ્તોને અને ઓરત પોતાની સહેલીઓને એવી વાતો કરે તે ઘણું જ ખરાબ અને બેશર્મીભર્યુ કાર્ય છે. જેથી એવું ન કરવું જોઈએ. (ફતાવા દીનીય્યહ, ભાગ-૪, પેજ-૨૦૦)

## (૨૭) સમાગમ કરવું સદકો કરવા સમાન છે...

**હદીષ શરીફ :** હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પોતાની ઔરતથી સમાગમ કરવું સદકો છે. અને એના પર સવાબ મળે છે. સહાબાએ કિરામ

(રદી.)એ પૂછ્યું, યા રસૂલલ્લાહ ! એક માણસ પોતાની ઔરતથી મનની ઈચ્છા પૂરી કરે છે. એમાં પણ સવાબ મળે છે ? આપ (સલ.) એ ફરમાવ્યું : અગર તે માણસ પોતાની ઈચ્છા કોઈ ખોટા માર્ગે પૂરી કરે તો એના પર ગુનોહ લાગુ પડશે કે નહિ ? સહાબાએ અરઝ કરી. જરૂર કેમ નહીં. આપ (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તે માણસ ગુનાહના કામથી બચીને હલાલ જગ્યાએ ઈચ્છા પૂરી કરે તો જરૂર તેને એમાં પણ સવાબ મળશે.

## (૨૮) વલીમાની મુદ્દત વિશે...

મસ્અલા : વલીમાની દા'વતની મુદ્દત શાદી અને રૂખ્સતીના દિવસ -થી ત્રણ દિવસ સુધી હોય છે, એના પછી નહી.

(ફતાવા મહમૂદિયહ : ૧૧/૧૪૧)

## (૨૯) વલીમો કયારે કરવો જોઈએ ?

મસ્અલા : વલીમાની દા'વત મિયાં-બીવી (પતિ-પત્ની)ના મળવા પછી ખવડાવવામાં આવે છે. (એટલે કે) દુલ્હા-દુલ્હન જયારે મળે એ દિવસની સવારે અથવા બીજા દિવસે શાદીની ખુશીમાં પાડોશી, સંબંધી, મિત્રોને ભેગા કરે. જેમાં ઉલમાએ કિરામ અને અલ્લાહના જરૂરતમંદ બંદાઓને પણ આમંત્રણ હોય. ઈખ્લાસે નિય્યત સાથે, હેસિયત પ્રમાણે જાનવર ઝબહ કરીને અથવા બીજુ કંઈ ખાવા બનાવીને ખવડાવે.

(ફતાવા રહીમીયહ : ૪/૩૦૫)

## (૩૦) વલીમાની સૌથી ખરાબ દા'વત વિશે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે કે એવા વલીમાની દા'વત ખાવી સૌથી ખરાબ છે. જેમાં ફકત ધનવાનો (માલદારો)ને આમંત્રણ આપવામાં આવ્યું હોય અને ગરીબો (જરૂરતમંદો)ને ત્યજી (છોડી) દેવામાં આવ્યા હોય. (ફઝાઈલે નિકાહ : પેજ-૫૧)

## (૩૧) આમંત્રણ વિના ખાવા પહોંચી જવા બાબતે...

હદીષ શરીફ : રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસને ખાવાની દા'વત દેવામાં આવી અને એણે કબૂલ ન કરી તો એણે અલ્લાહ તઆલાની અને એના રસૂલ (સલ.)ની નાફરમાની કરી. અને જે કોઈ માણસ દા'વત વિના ખાવા પહોંચી ગયો તો તે ચોર બનીને દાખલ થયો અને ડાકુ બનીને નીકળ્યો.

આજકાલ લોકોમાં બન્નેવ પ્રકારની કોતાહી (નીચતા) થઈ રહી છે

કે ઝીણી-ઝીણી વાતોને મુદ્દો બનાવીને આપસમાં ઝઘડો કરી બેસે છે. પછી એકબીજાના દુઃખ-સુખમાં ભાગીદાર થતા નથી. ખાસ કરીને શાદી અથવા અન્ય ખુશીના પ્રસંગે આ વાત વધારે જોવામાં આવે છે. આપણી ફેમીલી (કુટુંબ)નો  કોઈ સભ્ય એમના પ્રસંગમાં ન જવો જોઈએ. જ્યારે આવા મૌકા પર જ માણસને પોતાના કુટુંબીઓ અને મિત્રોની જરૂરત પડતી હોય છે. અને આ લોકો પ્રસંગમાં શિર્કતની દા'વતને ઠોકર મારે છે.

અમૂક વેળા જેને ત્યાં શાદી હોય છે તે પોતે અમૂક સગાઓની બાદબાકી કરે છે. જેમની સાથે કયારેક ઝઘડો થયો હોય અને એમને જાતે જઈને, સમાધાન અને માફી કરીને દાવત પાઠવતા જ નથી. એટલે બંને તરફ મોટું મન રાખવું જરૂરી છે.

બીજી કોતાહી એ થાય છે કે દા'વત તો એક જ વ્યકિતની હોય છે. અને આખું પરિવાર ઘરને લોક (તાળું મારી) કરીને પહોંચી જાય છે. આવી રીતે દા'વત ખાનારાઓને હદીસમાં કહ્યું કે તે ચોર બનીને દાખલ થાય છે અને ડાકુ બનીને નીકળે છે. આવી રીતે દા'વત વિના ખાણું ખાવું જાઈઝ નથી, હરામ છે. અગર શિર્કત કરવી જ હોય તો મેજબાનથી પરવાનગી લઈ લેવામાં આવે. (તોહફએ નિકાહ : પેજ-૫૦)

## (૩૨) ફોટા પાડવા અને પડાવવા વિશે...

**મસ્અલા :** (કોઈ પણ જીવવાળી વસ્તુના) ફોટા પાડવા કે પડાવવા આપણી શરીઅતમાં જાઈઝ નથી. હરામ છે. બુખારી શરીફની હદીષમાં એ વિશે ઘણી જ સખ્ત વઈદ (ધમકી) રસૂલુલ્લાહ (સ.અ.વ.)થી નકલ કરવામાં આવી છે. અને એનાથી રોકવામાં આવ્યાં છે કે એમને સખ્ત અઝાબ દેવામાં આવશે. અને કહેવામાં આવશે કે એમનામાં જીવ મૂકો, કારણ કે તમે અલ્લાહ જલ્લ શાનહુ સાથે તસ્વીર (ફોટો પાડી અને પડાવીને) બનાવી સરખામણીનું કામ કર્યું છે. સારાંશ કે ફુકહાના મત મુજબ ફોટા પાડવું (પડાવવું) અને મૂર્તિ બનાવવી, હુકમના આધારે બન્ને બરાબર છે. (ફતાવા દીનીય્યહ, ભાગ-૪, પેજ-૩૪૬-૩૪૭, ફતાવા મહમૂદિયા, ભાગ-૧૯, પેજ-૪૬૯)

**મસ્અલા :** સરકારી કામ તથા હજના ફોર્મ અથવા પાસપોર્ટ માટે મજબૂરી હોવાના કારણે ફોટા પડાવવા ગુનોહ ગણાશે નહીં. (એટલે કે જરૂરત મુજબ ફોટો પડાવવાની પરવાનગી છે.)

(ફતાવા દીનીય્યહ, ભાગ : ૪, પેજ : ૩૩૫, ૩૩૬)

## (૩૩) દુલ્હા-દુલ્હનનું સ્ટેજ પર ખુરશીમાં બેસવા વિશે...

મસ્અલા : મુસ્લિમ સમાજમાં ઘણા ઠેકાણે આ રિવાજ પણ છે કે શાદી વખતે દુલ્હા-દુલ્હનને ખુરશી પર બેસાડવામાં આવે છે. અને મહરમ-ગૈર મહરમ લોકોની નજરો એમના ઉપર પડતી હોય છે. આ રિવાજ શરીઅતના સ્વભાવ અને ઈસ્લામી નિયમની બિલકુલ વિરુધ્ધ કૃત્ય છે અને ગૈર કૌમની સંસ્કૃતિ છે. અને ઈસ્લામ ધર્મએ આપણને ગૈર કૌમના રિત-રિવાજો અપનાવવાથી મનાઈ ફરમાવી છે. જેથી આવા બિન ઈસ્લામી રિવાજને બિલકુલ ત્યજી (છોડી) દેવો જોઈએ. કેમકે આપણા માટે આપણા પવિત્ર ધર્મ વિરુધ્ધ રીત ભાતથી બચીને રહેવું ઘણું અનિવાર્ય અને જરૂરી છે.

## (૩૪) રસ્મો-રિવાજવાળી શાદીમાં શીર્કત કરવા વિશે...

મસ્અલા : જે શાદીના પ્રસંગમાં શરીઅતની તાલીમ વિરુધ્ધ નાચ-ગાન હોય અન્ય ખરાબીઓ મૌજુદ હોય તો એમાં શીર્કત કરવી અને નિકાહ પઢાવવા ખાતર જવું મના છે, ગુનોહ છે. ખાસ કરીને ઉલમાએ કિરામ અને દીની માર્ગદર્શન કરનાર દીનદાર લોકોને તો ઘણી એહતેયાત (સાવચેતી) રાખવાની જરૂરત છે. જેના લીધે એમના પાછળ ચાલવાવાળા એમને જોઈને પણ શિર્કત ન કરે. અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં શરીઅત વિરુધ્ધ (ખોટી) મજલીસમાં બેસવાથી (શિર્કત કરવાથી) મનાઈ કરેલ છે. (પારહ : ૭, આયત : ૬૮, સુ. અન્આમ, ખઝીનતુલફીકહ : ૨૭૩, ૨૭૪)

અગર સંબંધ ખરાબ થવાનો ભય હોય તો આ પ્રકારના કામોને બધ રાખવાની શર્તે શિર્કત કરી શકાય છે. એ પણ ન થઈ શકતું હોય અને સંબંધનો મામલો અતિશય ખરાબ થવાનો ભય હોય તો સાચા દિલથી આ કામોને ખરાબ સમજીને જરૂરત મુજબ શિર્કત કરવાની ગુંજાઈશ (છુટછાટ) છે.

## (૩૫) કોર્ટ મેરેજ કરવા વિશે...

મસ્અલા : કોઈ કારણસર કોર્ટમાં ગૈરમુસ્લિમ જજ સામે બે મુસલ-માન પુરુષ અથવા એક મુસલમાન પુરુષ અને બે મુસલમાન સ્ત્રીઓની ગવાહરૂપે હાજરીમાં કાયદેસર ઈજાબ વ કબુલ (પરસ્પર કબુલ) કરવાથી નિકાહ સહીહ થઈ જશે. અને પરસ્પર મિયા-બીવી હોવાના હકો પણ લાગુ થઈ જશે. પણ નિકાહનો આ તરીકો સુન્નત તરીકા વિરૂધ્ધ છે.

નિકાહનો સુન્નત તરીકો આ છે કે જગજાહેર કરવામાં આવે અને મસ્નૂન ખુત્બો પઢીને કરવામાં આવે. આના લઈ કાનૂની કાર્યવાહી પછી ઘેર આવીને મસ્નૂન તરીકા મૂજબ નિકાહ કરી લેવામાં આવે. મોડું કરવું યોગ્ય અને સારૂ નથી. (ફતાવા રહીમીય્યહ : ૪/૩૧૧)

## (૩૬) શાદી વખતે દિકરીને આપેલા માલસામાનના માલિક કોણ ?

મસ્અલા : શાદી વખતે દિકરીને એના મા-બાપ તરફથી આપેલ માલ-સામાન પર દીકરીની માલિકી ગણવામાં આવશે. અને સાસરીવાળા તરફથી જે કંઈ દાગીના-કપડા વગેરે આપવામાં આવે છે એમાં જો એમના તરફથી ચોખવટ હોય કે આ માલ-સામાન ફકત વાપરવા માટે જ આપેલ છે. તો એ માલ-સામાનના માલિક તેઓ જ કહેવાશે. અને જો ગીફટ (ભેટ) રૂપે આપ્યો હોય તો તે માલ-સામાન વહુની મિલકત કહેવાશે. અગર સાસરીવાળા તરફથી કોઈ ચોખવટ ન હોય તો એ કુટુંબના રિવાજ પર હુકમનો આધાર રહેશે. જેવો રિવાજ હશે એના મુજબ મસ્અલો રહેશે. (ખઝીનતુલ ફિકહ : ૧/૨૪૯નો ખુલાસો)

## (૩૭) શાદી વખતે વધારે ખર્ચ કરવાના એક કારણ વિશે...

મસ્અલા : કોઈ માણસ શરીઅત મુજબ સાદગીથી શાદીનો પ્રસંગ કરવા ઈચ્છે છે પણ સંબંધીઓના ટોણા-મહેણાથી બચવા ખાતર વધારે પડતો ખર્ચ કરે છે. જેથી કરીને અમૂક સંજોગે કર્ઝ અથવા વ્યાજે પૈસા લાવીને પણ ખર્ચ કરે છે. સંબંધી લોકો તથા છોકરા પક્ષની સ્ત્રીઓએ સમજવું જોઈએ કે અમારા ટોણા-મહેણા મારવાના લીધે એક વ્યકિત શરીઅતની તાલીમ વિરુધ્ધ પ્રસંગ કરવા પર મજબૂર થઈ જાય છે. અને પૈસા ન હોવા છતાં કર્ઝ અને વ્યાજ જેવી મુસીબતમાં સપડાઈ જાય છે. જયારે કે આ મૌકા પર આવા માણસનો સાથ-સહકાર આપી નેકીના કામમાં મદદરૂપ બનવું જોઈએ. એની જગ્યાએ ટોણા-મહેણા મારતા હોય છે કે બીજાના પ્રસંગમાં ખાવું સારૂં લાગે છે અને ઘરના પ્રસંગમાં ખવડાવવું અઘરૂં લાગે છે. વગેરે વગેરે. એટલે કે સંબંધીઓ એવું કહેવા માંગતા હોય છે કે તમે જો સુન્નત-શરીઅત મુજબ પ્રસંગ કરવા માંગતા હોય તો અમે નહિ કરવા દઈએ, ખર્ચો તો કરવો જ પડશે. (અલ્લાહની પનાહ). આવા સંબંધીઓએ યાદ રાખવું જોઈએ કે ટોણા-મહેણાની લીધે

આ માણસ જે કંઈ કામ શરીઅતના વિરુધ્ધ કરશે તો એનો ગુનોહ એમને પણ લાગુ પડશે. આના લઈ સારી વાત આ છે કે પોતાની ઝબાનને કાબુમાં રાખીને શરીઅત મુજબ પ્રસંગ કરનારને પ્રોત્સાહન આપવામાં આવે. જેથી કરીને સમાજમાં શાદીનો પ્રસંગ સાદગી સાથે થવાનો રિવાજ પેદા થાય. અલ્લાહ તઆલા સહીહ સમજ નસીબ ફરમાવે. આમીન.

સમાજ સુધારણામા પોતે કંઈ જ ન કરી શકતા હોય, તો સમાજમા ખરાબીઓ પેદા કરવામા સહભાગી પણ ન બને, ઝબાન કાબૂમાં રાખીને સહભાગી બને અને મહેણા ટોણા મારવાથી બચે.

## (૩૮) ખુશીના પ્રસંગે આમંત્રણ ન દેવા પર સંબંધીઓના વ્યવહાર વિશે...

મસ્અલા : ખુશીના પ્રસંગે સગા-સંબંધીઓનું ભેગા થવું અને મુબારકબાદી પાઠવવું શરીઅતમાં પસંદગીપાત્ર છે. જેનાથી પરસ્પર સંબંધ મજબૂત થાય છે. પણ આ મૌકા પર ભેગા થવાને (આમંત્રણ આપવાને) અતિશય જરૂરી સમજવામાં આવે છે. જેના લીધે અગર કોઈ સંજોગે બીજા સંબંધીને આમંત્રણ ન આપી શકયો હોય અથવા આમંત્રણ આપવાનું ભુલી ગયો હોય તો તે સંબંધીઓ એની સાથે સંબંધ (વ્યવહાર) તોડી નાંખે છે. એવી જ રીતે એના ત્યાં અવર-જવર બંધ કરી દે છે. જયારે કે ખુશીના પ્રસંગે ભેગા થવું (આમંત્રણ આપવું) કોઈ ફર્ઝ અને જરૂરી તો નથી જ, બલ્કે મુસ્તહબ છે. આ એક મુસ્તહબ કામ ન કરવા બદલ બીજા સંબંધીઓ એની સાથે સંબંધ તોડી નાખી ગુનાહનું કામ કરી લેતા હોય છે. અને જન્નત જેવી અનમોલ નેઅમતમાં દાખલ થવાથી મહરૂમ (વંચિત) રહે છે. જેમકે નબી (સલ.)એ ફરમાવ્યું છે : સંબંધ તોડનાર વ્યકિત જન્નતમાં દાખલ થશે નહિ. આના લઈ આમ કરવાથી બચવું જોઈએ. બલ્કે વિચારવું જોઈએ કે અમૂક વખતે એવા સંજોગો બની જતા હોય છે જેના લીધે આમંત્રણ આપવું શકય હોતું નથી. અથવા કામ-કાજની વ્યવસ્તાને કારણે ધ્યાન બહાર થઈ જાય છે. આના લઈ કોઈની મજબૂરીનો ખ્યાલ રાખીને તેના પ્રસંગ માટે કામિયાબી અને ખૈર આફિયતની દુઆ કરવી જોઈએ. ન કે આમંત્રણ ન મળવા પર ખોટું લગાડીને સંબંધ તોડી નાંખવું જોઈએ.

### ✤ નબી (સલ.)નો વ્યવહાર એક સહાબી (રદી.) સાથે :

એક સહાબી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)એ નિકાહ કર્યા.

જેમાં એમણે હઝરત નબી (સલ.)ને આમંત્રણ ન આપ્યું હતું. જયારે કે આ સહાબી ધનવાન (માલદાર) પણ હતા. પછી જયારે નબી (સલ.)થી મુલાકાત થઈ. અને આપ (સલ.)એ એમના કપડા પર રંગનો અસર જોયો ત્યારે આપ (સલ.)એ પૂછયું કે અબ્દુર્રહમાન ! શું તમો નિકાહ કરી લીધા છે ? હઝરત અબ્દુર્રહમાન (રદી.)એ કહ્યું : જી, હા, યા રસૂલલ્લાહ. મે નિકાહ કરી લીધા છે. (તો એ વખતે નબી (સલ.)એ ખોટું ન લગાડયું અને ન સંબંધ તોડયો બલ્કે દુઆ આપી અને ફરમાવ્યું કે વલીમો કરી લેજો. ભલે ને એક બકરી ઝબહ કરીને હોય.

આપણા સૌ માટે નબી (સલ.)ની જીંદગી દરેક મૌકા પર નમૂનો છે. આના લઈ આપણે પણ એજ પ્રમાણે કરવું જોઈએ. જે આપણા નબી (સલ.)એ કર્યુ છે કે બીજાનો ખ્યાલ રાખવા, સંબંધ જોડી રાખવા અને બીજા મુસ્લિમ ભાઈઓ માટે સારી દુઆ કરવી.

અલ્લાહ તઆલા અમલની તૌફીક નસીબ ફરમાવે. આમીન.

## (૩૯) ગૈરકૌમના રીતરિવાજ કરનાર સાથે નિકાહ વિશે...

મસ્અલા : જયાં સુધી એવું કામ તે ન કરે અથવા કોઈ વાત તેના મોઢેથી ન નીકળે જેનાથી તેનું કાફિર હોવું સાબિત થાય ત્યાં સુધી ફકત ઘરમાં ગૈર કૌમ જેવી રહેણી-કહેણીના કારણે કાફિર કહેવામાં નહિ આવે. હા તેવો માણસ ફાસિક અને બદકાર ગણાશે. બાલિગ છોકરી અને તેના વાલીની ખુશી વગર તેના સાથે નિકાહ પઢવા જાઈઝ નથી.

(શામી : ૨ ભાગ, પેજ-૨૮૯,૨૯૬, ઝુબ્દતુલ ફતાવા : ભાગ-૧, પેજ-૧૦૩)

## (૪૦) જેને લોહી આપ્યું હોય તેની સાથે નિકાહ વિશે...

મસ્અલા : એક માણસનું લોહી સંજોગવસાત બીજા માણસના બદન (શરીર)માં ચઢાવવું પડે તો અતિશય મજબૂરીને લીધે જાઈઝ છે. પરંતુ એનાથી સગાઈ સાબિત થતી નથી. માટે નિકાહ કરવામાં વાંધો આવતો નથી. (ફતાવા દીનીય્યહ: ૩/૧૩૬)

## (૪૧) મુહર્રમ અને સફર મહિનામાં નિકાહ કરવા વિશે...

મસ્અલા : મુહર્રમ અને સફરના મહિનામાં શાદી કરવાને અપ-શુકન માનવું ઈસ્લામ વિરુધ્ધ છે. નફો, નુકશાન, સારૂ અને ખરાબ સર્વે અલ્લાહ તરફથી થાય છે. મુહર્રમ કે સફરના મહિનામાં શાદી કરવી મકરૂહ તથા હાનિકારક નથી. બલ્કે એવી માન્યતા (અપશુકન)ને દૂર

કરવા એવા દિવસોમાં શાદી કરવું બેહતર (વધારે સારું) ગણાશે. જેમકે હઝરત આઈશા રદી.ની શાદી સફરના મહિનામાં થવી સાબિત છે.

(ફતાવા દીનીય્યહ, ભાગ-૪, પેજ-૨૦૪)

## (૪૨) પરદેશી છોકરા–છોકરીના નિકાહ કરાવવા વિશે...

મસ્અલા : શરીઅત મુજબ નિકાહ કરનાર મર્દ, ઓરત કે તેમના વકીલ જે ઈજાબો કુબૂલ કરે તેનું એક મજલિસમાં સાંભળવું અને તે જ વખતે બે સાક્ષીઓનું હોવું પણ જરૂરી છે.

પરદેશીવાસી છોકરા-છોકરીઓ માટે એક સૂરત (રીત) એવી છે કે ઔરત પોતાના નિકાહ કરવાની સત્તા (વકાલત) એવા મર્દને આપે જે ત્યાં રહેતો હોય. ત્યાર પછી તે વકીલ પોતાને મળેલી સત્તા મુજબ સાક્ષીઓ ની હાજરીમાં મર્દ પાસે કુબૂલ કરાવી લે. તો આમ કરવાથી નિકાહ સહીહ અને દુરૂસ્ત કહેવાશે. અને તે મુજબ મર્દ પણ અહીં કોઈને વકીલ બનાવી શકે છે. (ફતાવા દીનીય્યહ : ૩/૯૯)

## (૪૩) સગાઈ કરવા વિશે હઝરત હસન બસરી (રહ.)નો મશ્વેરો...

મહાન તાબિઈ હઝરત હસન બસરી (રહ.)ની પાસે એક માણસે આવીને કહ્યું કે હઝરત ! મારી છોકરીથી સગાઈ કરવા બાબતે અલગ-અલગ જગ્યાએથી સગાઈના સંદેશા આપી રહ્યાં છે. જેથી આપથી મશ્વેરો લેવો છે કે કોનાથી નિકાહ કરવા ? હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું : એવા માણસથી નિકાહ કરાવો જેમાં અલ્લાહ તઆલાનો ડર હોય. એ પછી આપ (રહ.)એ હિકમત જણાવી કે અગર તે માણસ તેને પસંદ કરી લેશે તો તેની કદર કરશે. અને નાપસંદ હોવાની હાલતમાં તેના પર ઝુલ્મ ન કરશે. (કેમકે તેના દિલમાં અલ્લાહ તઆલાનો ડર છે.)

(મુઆશરતી મસાઈલ : પેજ-૩૧,૩૨,)

## (૪૪) નિકાહ વખતે ખારેક લાવવા વિશે...

મસ્અલા : આ એક નેકીનું કામ છે. જે એને કરવા ઈચ્છે તે કરી શકે છે. (ફતાવા મહમૂદીયા : ૧૧/૧૭૨) એટલે કે કોઈ એક પક્ષ પર વાજિબ અને જરૂરી નથી.



# (૧૩) શાદી પછીના મસાઈલ બાબતે

## (૧) શાદી પછી મા–બાપની મુલાકાતે જવા બાબતે...

મસ્અલા : અગર મા-બાપ જે એ જ ગામમાં રહેતા હોય જેમાં શાદી થઈ છે તો દર અઠવાડિયે ખાસ કરીને જુમ્આના દિવસે અથવા કોઈ પણ દિવસે એક વખત જવાની પરવાનગી આપે. જો તેઓ બહારગામ રહેતા હોય તો યોગ્ય અંતરે એકવાર મુલાકાતની પરવાનગી આપે અને અને ઔરતની જવાબદારી બને છે, તે મુલાકાત કરી રાજીખુશીથી શોહરના ઘરે પાછી આવી જાય. (તબ્લીગ, ઓકટોબર-૨૦૧૪, પેજ-૨૮)

## (૨) ઔરત પર શોહરના હકક વિશે...

- દરેક જાઈઝ કામમાં શોહરની વાત પર અમલ કરે.
- શોહરની આર્થિક સ્થિતિનો ખ્યાલ રાખીને ભરણપોષણની માંગણી કરે.
- શોહરની પરવાનગી વિના ઘરમાં કોઈને દાખલ ન કરે.
- શોહરની પરવાનગી વિના ઘરથી બહાર ન નીકળે.
- નફલ રોઝા એની પરવાનગી વિના ન રાખે.
- શોહરની ખોટી રીતે કોઈની સામે બુરાઈ ન કરે.
- શોહરના સગા વ્હાલાઓથી સારો વર્તાવ કરે અને ઉચ્ચ સંસ્કારથી વર્તન કરે.
- શોહરને તુચ્છ (એટલે કે મામુલી) ન સમજે.
- શોહર જયારે સમાગમની ઈચ્છા ધરાવે ત્યારે કોઈ શરઈ કારણ વિના ઈન્કાર ન કરે.
- શોહરની પરવાનગી વિના કોઈને કોઈ વસ્તુ ન આપે. પરંતુ જે વસ્તુની લેવડ-દેવડનો રિવાજ હોય અને શોહરને કોઈ તકલીફ ન થતી હોય તો આપી શકાય છે.

## (૩) શોહર માટે ઔરતના હકક બાબતે...

હદીષ શરીફ : રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : ઔરતો બાબતે ખૈરખ્વાહી (સારો વ્યવહાર) કરવાની વસિય્યત કબૂલ કરો. (બુખારી શરીફ)

હદીસ શરીફ : એક સહાબી (રદી.)એ હુઝૂર (સલ.)ને પૂછયું : યા રસૂલલ્લાહ ! અમારા ઉપર અમારી ઔરતોના કયા-કયા હકકો છે ? આપ

(સલ.)એ ફરમાવ્યું : જયારે તમો ખાણું ખાવો તો એને પણ ખવડાવો. એના માટે કપડાંનો બંદોબસ્ત કરો. એના ચેહરા પર ન મારો. એને ગાળો (એટલે કે અપશબ્દો) ન બોલો. અગર કોઈ કારણસર તમો એનાથી નારાજ થઈ જાવો. (ક્રોધ-ગુસ્સો આવી જાય) તો વધારેમાં વધારે આટલું કરી શકો છો કે થોડાક દિવસ એની સાથે ઉંઘવાનું બંધ કરી દો. (એટલે કે એજ રૂમમાં રહીને પથારી બદલી નાંખો) (ફઝાઈલે નિકાહ : ૬૪)

મસ્અલા : ઉલમાએ લખ્યું છે કે જો કોઈ વાંક વગર પોતાની ઔરતને મારે છે. અને ગાળો (અપશબ્દો) બોલે છે તો તે માણસ ફાસિક (ગુનેહગાર) છે. (ફઝાઈલે નિકાહ : પેજ-૬૫)

આજના યુગમાં શોહર ઓરતના હકમાં ઘણી કોતાહી અને ભૂલો કરે છે. તેને એક નોકરાણી જેમ સમજતા હોય છે. વાતવાતમાં ઓરતોને મારવા લાગી જાય છે. અમૂક શોહરો એવો ઝુલ્મ કરે છે કે ઓરતને ચપ્પલ, લાકડી, કે પટ્ટો (બેલ્ટ) જે હાથમાં આવે તેનાથી મારવા લાગી જાય છે. હા, ઔરતની ભૂલ પર જરૂરત વખતે થોડીક એવી રીતે માર મારવાનો હક છે કે જેનાથી નિશાન ન પડે અને અતિશય તકલીફ ન પહોંચે અને વધારે માર પણ ન હોય.

માર હલકો હોય, એને કારણે શરીર પર નિશાન ન પડવું જોઈએ, હાડકું પણ તુટવું ન જોઈએ, એટલે સુધીકે લોહી પણ કોઈ જગ્યાએથી નીકળવું ન જોઈએ અને અને ઝખમ પણ પડવું ન જોઈએ.
(ફતાવા રહીમિયહ : ૪/૨૯૮, મઆરિફુલ કુર્આન : સૂરએ નિસાઅ, આયત : ૩૪)

હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી સૌથી વધારે સારો માણસ તે છે જે પોતાના ઘરવાળા સાથે સારો વ્યવહાર કરે. અને એક બીજી હદીસમાં આપ (સલ.) એ ફરમાવ્યું : સંપૂર્ણ ઈમાનવાળો તે માણસ છે જેના સંસ્કાર સારા હોય. આદતો સારી હોય અને પોતાની ઔરત, અવલાદ સાથે નમ્રતાપૂર્વક વ્યવહાર કરે. ઔરત પણ ઈન્સાન અને માનવ સૃષ્ટિનો એક ભાગ છે કોઈ ફરીશ્તો નહિ, કે એનાથી ભૂલ ન થાય, અને શોહરને હક છે એની ઈસ્લાહ (સુધારણા) મર્યાદામાં રહીને કરે. જેના માટે કામિયાબ તરીકો આજ છે કે પ્રેમ-ભાવનાથી એની સાથે વર્તન કરે.

## (૪) શોહર–ઓરત વચ્ચે ઝઘડાના નિકાલ બાબતે...

મસ્અલા : શોહર-ઔરત વચ્ચે તલાક સુધી મામલો ન પહોંચી જાય અને ઝઘડાનો નિકાલ આવી જાય એના માટે કુર્આન શરીફમાં ઉપાય બતાવેલ છે. સૌ પ્રથમ શોહરને ઔરત તરફથી જયારે પણ નાફરમાનીના ભયનો એહસાસ થવા લાગે તો તેને પ્રેમ-ભાવનાથી સમજાવે. અને મામલો કાબૂમાં ન આવે તો પથારી અલગ કરી લે (એની સાથે ઉંઘે નહિ પરંતુ એ રૂમની બહાર નીકળીને સૂવાની ઈજાઝત નથી.) (આનાથી પણ મામલો કાબૂમાં ન આવે તો) એની તબિયતનો લિહાઝ રાખીને ચહેરાના સિવાય શરીરના અન્ય ભાગો પર નિશાન ન પડી જાય એવો માર (તેમજ ઉપર દર્શાવેલી શરતો સામે રાખીને) મારે. (આનાથી) અગર ઔરત તમારી નાફરમાની કરવાની છોડી દે. તો તે પછી ઔરત પર જરૂરત વિના સખ્તી કરવાનો કોઈ ઉપાય અમલમાં ન લાવો.

(મઆરિફુલ કુર્આન : ૨/૫૦, હલાલ વ હરામ : ૩૧૭ નો ખુલાસો)

## (૫) શોહર–ઓરત વચ્ચે ઝઘડાનો નિકાલ કોઈ ત્રીજી વ્યકિત વડે...

મસ્અલા : શોહર-ઔરત વચ્ચે ઝઘડાનો નિકાલ પરસ્પર ન થઈ શકે અને ઝઘડો તલાક સુધી ન પહોંચે, એના માટે કુર્આન શરીફમાં એનો બીજા નંબરનો ઉપાય આ પ્રમાણે બતાવ્યો છે કે શોહર તરફથી એના પરિવારમાંથી એક માણસ અને ઔરત તરફથી એના પરિવારમાંથી એક માણસ બન્નેવ વચ્ચે સુલેહ-સમાધાન માટે નક્કી કરવામાં આવે. જો તેઓ ખરા દિલથી બન્નેવ વચ્ચે સમાધાન ઈચ્છતા હશે તો અલ્લાહ તઆલા એમની મદદ કરશે. (એટલે કે બન્ને વચ્ચે સમાધાન થઈ જશે. અને જીવનસાથી બનીને રહેશે.) સમાધાન કરાવનાર વ્યકિતઓ માટે કુર્આનમાં “હકમ”નું ટાઈટલ આપીને એક વાતનો ઈશારો કર્યો છે કે તેઓ ખરેખરમાં અમાનતદારી અને મસાઈલની જાણકારી રાખીને ફેંસલો કરવાવાળા હોય. આનાથી માલુમ થયું કે જાહિલ દુન્યાદાર અને બિન-અનુભવી લોકોને આ કામ માટે નક્કી ન કરવામાં આવે.

(મઆરિફુલ કુર્આન : ૨/૫૪ નો ખુલાસો)

## (૬) તલાક આપવા બાબતે...

મસ્અલા : શોહર-ઔરત વચ્ચે ઝઘડાનો નિકાલ પરસ્પર ન થઈ શકે, તેમજ ત્રીજી વ્યકિતથી પણ ન થઈ શકે તો અંતમાં શરીઅત તલાક

આપવાની પરવાનગી આપે છે. (હલાલ વ હરામ : પેજ-૩૧૮)

## (૭) તલાક આપવા વિશે હદીષ અને મસાઈલ...

હદીષ : એક રિવાયતમાં આપ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ સામે હલાલ કામોમાં તલાકથી વધારે કોઈ કામ ના પસંદ નથી. (એટલે કે તલાક આપવું અલ્લાહ તઆલાની નજીક ઘણું નાપસંદ છે.) (અબૂ દાવૂદ)

હદીષ શરીફ : શૈતાનને સૌથી વધારે ખુશી થાય છે જયારે શોહર અને ઔરત વચ્ચે જુદાઈ કરી દેવામાં આવે. (સંબંધ ખતમ કરી દેવામાં આવે) (મુસ્લિમ શરીફ)

મસ્અલા : આના લઈ ફુકહાએ કિરામે અતિશય જરૂરત વિના તલાક આપવાને નાજાઈઝ ઠરાવ્યું છે. (હલાલ-વહરામ : પેજ-૩૧૫)

## (૮) તલાક કયારે અને કેટલી આપવી ?

મસ્અલા : સૌથી ઉત્તમ તરીકો આ છે કે ઔરત પાકીની હાલતમાં હોય (અને એમાં તેની સાથે સમાગમ ન કર્યું હોય) તે હાલતમાં તલાકના શબ્દથી ફકત એક તલાક આપે. (હલાલ-વ-હરામ : ૩૨૦)

## (૯) તલાક પછીના સંજોગો વિશે...

મસ્અલા : શોહરે તલાકના શબ્દથી એક તલાક આપી એ પછી બન્નેવને આ મામલા પર અફસોસ (પસ્તાવો) થાય અને સાથે રહેવાની ઈચ્છા થઈ હોય તો જયાં સુધી ઈદ્દત પુરી ન થઈ હોય ત્યાં સુધી શોહર ઔરતને પાછી બોલાવી શકે છે. અને જો બન્નેવ અલગ જ થઈ જવા માંગતા હોય તો મામલો એમ જ છોડી દેવામાં આવે. ઈદ્દત પૂરી થવા પર નિકાહનો રિશ્તો ખતમ થઈ જશે. (હલાલ-વ-હરામ : ૩૨૦)

## (૧૦) ઈદ્દત પૂરી થયા પછી શોહર એ જ ઔરતને લાવવા માંગે તો...

મસ્અલા : શોહર તરફથી એક તલાક આપવા પછી ઈદદત પૂરી થઈ જાય અથવા બે તલાક આપવા પછી ઈદ્દત પૂરી થઈ જાય અને બન્નેવને મામલા પર પસ્તાવો થાય એ પછી બન્નેવ સારી-રીતે સાથે રહેવા ઈચ્છતા હોય તો ફકત નિકાહ પઢી લેવું પુરતું છે. (એટલે કે નિકાહ ફરીવાર પઢીને તે ઔરતને શૌહર પોતાના નિકાહમાં લાવી શકે છે.) (હલાલ-વ-હરામ : ૩૨૦)

## (૧૧) એક સાથે ત્રણ તલાક આપવી શરીઅતમાં...

હદીષ શરીફ : એક વખતે રસૂલુલ્લાહ (સલ.)ને એક વ્યકિત વિશે એક વખતમાં ત્રણ તલાક આપવાની જાણ થઈ ગઈ તો આપ (સલ.) ગુસ્સામાં ઉભા થઈ ગયા અને ફરમાવ્યું હું તમારા વચ્ચે (મૌજુદ) છું અને અલ્લાહની કિતાબ સાથે મઝાક કરવામાં આવી રહી છે. આપ (સલ.) એટલા નારાજ થઈ ગયા કે એક સહાબીએ ઉભા થઈને અરજ કરી કે શું હું એ વ્યકિતને કતલ ન કરી દઉં ? (નસાઈ શરીફ)

મસ્અલા : એક જ વખતે એક સાથે ત્રણ તલાક આપવી ઘણો મોટો ગુનોહ અને અલ્લાહ, રસૂલ (સલ.)ની નાફરમાની છે.

(હલાલ-વ-હરામ : ૩૨૦)

## (૧૨) ત્રણ તલાક પછી ઔરતને ફરીવાર નિકાહમાં લાવવા વિશે...

મસ્અલા : શોહરના ત્રણ તલાક આપવા પછી એ ઔરત શૌહર માટે હંમેશા માટે હરામ થઈ જાય છે. અગર આવો મામલો થવા પછી પણ શોહર-ઔરત ફરીવાર સાથે રહેવાનું ઈચ્છતા હોય તો કુર્આન-હદીસની રોશનીમાં તેનો ઉપાય આ છે કે પહેલા શોહરે જે ત્રણ તલાક આપી છે ઔરત એની ઈદ્દત ગુઝારે, એ પછી બીજા કોઈ માણસ સાથે શરીઅત અનુસાર નિકાહ કરે. નિકાહ કર્યા પછી શોહર ઔરત સાથે સમાગમ પણ કરે. એ પછી આ શોહર પોતાની મરજી મુજબ તલાક આપી દે અથવા ઈન્તેકાલ કરી જાય અને ઔરત બન્નેવ હાલત (ઈન્તેકાલ અથવા તલાક)માંથી જે થાય એની ઈદ્દત ગુજારે. આ ઉપાયને શરીઅતની પરિભાષામાં "હલાલા" કહે છે. આના પછી ઔરત પહેલા શોહર માટે હલાલ થઈ જશે. (એટલે કે નિકાહ કરી આગળના શૌહર સાથે રહેવું સહીહ થઈ જશે.) (હલાલ-વ-હરામ : ૩૨૬)

## (૧૩) ઔરત તરફથી તલાકની માંગણી કરવા વિશે...

મસ્અલા : જેવી રીતે પુરુષને તલાક આપવાનો હક દેવામાં આવ્યો છે એવી જ રીતે ઔરતને પણ "ખુલઅ" કરવાની છૂટછાટ આપેલ છે.

શરીઅતમાં ખુલઅ પણ નાપસંદીદહ છે. આના લઈ શોહર-ઔરત છૂટા પડી જાય છે. જેના લીધે પરિવારનો નિઝામ (વ્યવસ્થા) છિન્નભિન્ન થઈ જાય છે.

હદીષ શરીફમાં છે કે જે ઔરત કારણ વિના ખુલઅની માંગણી કરે તો એના પર અલ્લાહ તઆલાની, ફરિશ્તાઓની અને બધા જ માણસોની લા'નત ઉતરે છે. (અબૂ દાવૂદ શરીફ)

### ખુલઅ વિશે ઓળખ અને હુકમ :

ઔરત શોહરને માલ-સામાન (રૂપિયા-પૈસા) આપીને અથવા ઔરતની શોહર સાથે મહેર વગેરેની લેવડદેવડ બાકી હોય તો તેને માફ કરીને અથવા ઈદ્દત ખર્ચ જેવો કોઈ હક માફ કરીને એના બદલામાં તલાક લે. આવી રીતે તલાક લેવા માટે "ખુલઅ" શબ્દનો ઉપયોગ કરે. આ સંજોગોમાં શોહર તરફથી "તલાકે બાઈન" પડી જશે. (ઔરતને એની ઈદ્દત ગુઝારવાની રહેશે.) (હલાલ-વ-હરામ : પેજ-૩૨૭)

## (૧૪) ઈદ્દતના મસાઈલ :

ઈદ્દત બે પ્રકારની હોય છે. (૧) તલાકની ઈદ્દત (૨) વફાતની ઈદ્દત.

### (૧) તલાકની ઈદ્દત :-

અલગ-અલગ ઔરતોની અલગ-અલગ ઈદ્દત હોય છે.

- તલાક થયેલ ઔરત અગર પ્રેગ્નેટ હોય તો બાળકના જન્મ થવા સુધી જ તેની ઈદ્દત છે. બાળકના જન્મ થવાની સાથે જ તેની ઈદ્દત પૂરી થઈ જશે. ચાહે બાળકનો જન્મ તલાક પછી બીજા જ દિવસે થાય.
- અગર પ્રેગ્નેટ ન હોય અને માસિક રેગ્યુલર આવતું હોય તો જે પાકીના દિવસોમાં તલાક આપી છે એના પછી ત્રણ વખત માસિક આવવા સુધી ઈદ્દત ગુઝારે.
- અગર પ્રેગ્નેટ ન હોય અને નાની ઉંમર અથવા મોટી ઉંમરના લીધે માસિક ન આવતું હોય તો ત્રણ મહીના ઈદ્દતમાં ગુઝારે.
- અગર તલાક ઈસ્લામી પહેલી તારીખે થઈ હોય તો ઈસ્લામી મહિના મુજબ ત્રણ મહિના ઈદ્દતમાં ગુઝારે અને ઈસ્લામી મહિના વચ્ચે તલાક થઈ હોય તો નેવું (૯૦) દિવસના હિસાબે ઈદ્દત ગુજારે.
- અગર કોઈ ઔરતને નિકાહ પછી પુરુષ સાથે એકાંતમાં મળવાનો મૌકો ન આવ્યો હોય અને એને તલાક થઈ હોય તો એના માટે કોઈ ઈદ્દત નથી.

### (૨) વફાતની ઈદ્દત :-

- જે ઔરતનો શોહર વફાત પામી જાય (ઈન્તેકાલ થઈ જાય) અને તે ઔરત પ્રેગ્નેટ ન હોય તો તેની ઈદ્દત ચાર મહિના અને દસ દિવસ છે.
- અગર ઔરત પ્રેગ્નેટ હોય તો તેની ઈદ્દત બાળકના જન્મ થવા સુધી છે. (હલાલ વ હરામ : પેજ-૩૩૧, ૩૩૨, મઆરિફુલ કુર્આન વગેરે)

## (૧૫) ઈદ્દત બાબતે ખોટી લોક માન્યતાઓ...

(૧) લોકોમાં પ્રચલિત છે કે શોહરના ઈન્તેકાલ પછી એનો જનાઝો ઘરેથી નીકળતા પહેલા ઔરત એક ઘરે થી બીજા ઘરે અવર-જવર કરી શકે છ, એટલે કે લોકોનું માનવું છે કે ઈદ્દતનો ટાઈમ જનાઝો લઈ જવા પછીથી શરૂ થાય છે. જયારે કે આ વાત સદંતર ખોટી છે. બલ્કે વફાત પછીથી જ ઈદ્દત શરૂ થઈ જાય છે.

(૨) અમૂક લોકો એવું સમજે છે કે નાબાલિગ ઔરતનો શોહર વફાત પામી જાય તો એના પર ઈદ્દત નથી. જયારે કે આ વાત સદંતર ખોટી છે. બલ્કે આ બાબતમાં બન્નેવ પ્રકારની ઔરતનો એક જ હુકમ છે.

(૩) અમૂક લોકો એવું માને છે કે અગર ઈદ્દતમાં ઘરેથી નીકળી જાય તો એના પર ફરીથી ઈદ્દત ગુઝારવી પડશે અને પહેલી ઈદ્દત તૂટી ગઈ. આ ખોટી માન્યતા છે. હા, આ વાત જરૂર છે કે કોઈ કારણ વિના ઈદ્દતથી નીકળી જવું જાઈઝ નથી. ઈદ્દત દરમિયાન બહાર નીકળવું ન જોઈએ. અને ઈદ્દત માં જ ન રહેવું એ તો કોઈ હાલમાં જાઈઝ જ નથી.

(૪) અમૂક લોકો એમ સમજે કે ઈદ્દત દરમિયાન ઔરત પલંગ પર સુઈ શકતી નથી, તથા ઘરની બારીમાંથી કે ઘર બહાર નીકળીને આસ્માન પણ જોઈ શકતી નથી, એ પણ ખોટી માન્યતા છે.

(૫) અમુક ઔરતો એવું માને છે કે ઈદ્દતનો ટાઈમ પૂરો થયા પછી આ પણ જરૂરી છે કે આ ઘરેથી બીજા ઘરે જાય. અને ખૂબ જ કરવામાં આવે છે. આ બિલકુલ ખોટી માન્યતા છે.

યાદ રાખો ! જયારે ઈદ્દતની મદ્દત પૂરી થઈ તો બસ ઔરત ઈદ્દતથી નીકળી ગઈ. ભલે ને તે ઔરત એ જ ઘરમાં હોય. (એટલે કે ઘર બદલવાની માન્યતા ખોટી છે.) (અગ્લાતુલ અવામ : પેજ-૧૭૧, ૧૭૨)

અમૂક ઓરતો ઈદ્દતનો ટાઈમ પૂરો થયા પછી ઈદ્દત પૂરી કરનાર

ઔરતને કપડા અને દાગીના વગેરેનું આપવું અતિશય જરૂરી સમજે છે. જે શરીઅતમાં સાબિત નથી. બલ્કે એકજાતનો રિવાજ છે. જેના પાછળ પાણીની જેમ પૈસા ખર્ચ કરવામાં આવે છે. અગર એક વખતે પૈસા ન હોય તો દેવું કરીને અથવા વ્યાજે પણ પૈસા લાવીને કરતા હોય છે. જયારે કે વ્યાજે પૈસા લેવા હરામ છે. આવા ખોટા રિવાજો કરનાર પર જેટલો પણ અફસોસ કરવામાં આવે તે ઓછો છે.

## (૧૬) માં અવલાદનું પાલન પોષણ કેટલો સમય કરે ?

મસ્અલા : છોકરાનું પાલન પોષણ કરવાનો હક એની માં (મમ્મી) ત્યાં સુધી કરી શકે છે જયાં સુધી કે તેને પાલન પોષણ કરવાની જરૂરત ન રહે બલ્કે તે પોતાનું કામ પોતે જ કરી લે. એની મુદ્દત હ. ખસ્સાફ (રહ.)એ સાત (૭) વર્ષની નક્કી કરેલ છે. સાહીબે દુર્રે મુખ્તારે એને ફત્વાના લાયક ઠરાવ્યું છે. અને સાત વર્ષની ઉંમર થયા પછી છોકરાનો બાપ બળજબરીથી પણ પોતાની પાસે લઈ શકે છે.

અને છોકરીનું પાલન પોષણ ત્યાં સુધી કરી શકે છે જયાં સુધી તે પુખ્તવયની (બાલિગ થવાની) ઉંમરે ન પહોંચી જાય અને એની મુદ્દત સાહીબે દુર્રે મુખ્તારે નવ (૯) વર્ષની નક્કી કરેલ છે. અને આ મંતવ્યને ફત્વાના લાયક ઠરાવ્યું છે. (ખઝીનતુલફિકહ : પેજ-૨૨૯, ૨૩૦)

## (૧૭) પાલન પોષણનો ખર્ચ કોના ઝિમ્મે રહેશે ?

મસ્અલા : અવલાદનું પાલન પોષણ ભલેને માં જ કરશે પણ ખર્ચ તો અવલાદના બાપને જ આપવાનો રહેશે. (ખઝીનતુલ ફિકહ : પેજ-૨૩૦)

## (૧૮) તલાક શબ્દના સિવાય બીજા શબ્દોમાં તલાક દેવા વિશે

મસ્અલા : શોહર ઔરતને તલાક આપવા માટે તલાક શબ્દના સિવાય બીજા શબ્દોમાં તલાક આપે તો એ વખતે શૌહરની નિય્યત પર આધાર રહેશે. એટલે કે તલાકની નિય્યત અને ઈરાદાથી શબ્દોનો ઉચ્ચાર કર્યો હોય તો તેનાથી તલાકે બાઈન પડી જશે. અને પછી એ જ ઔરતને નિકાહમાં લાવવા માંગે તો ઈદ્દત દરમિયાન અથવા ઈદ્દત પછી નવેસરથી નિકાહ પઢવો પડશે. અને એવા શબ્દોના ઉચ્ચાર વખતે કોઈ નિય્યત અને ઈરાદો ન હોય તો તલાક પડશે નહિ. જેમકે શૌહર કહે કે "તું મારે જોઈતી નથી." "તું મારા ઘરમાંથી ચાલી જા" "ખલાસ, ચાલી જા", વગેરે વગેરે. (ફતાવા દીનીય્યહ : ૩૦૦, ૩૦૫, ૨૯૮, ૨૯૯ નો ખુલાસો)

## (૧૯) વફાત કે તલાકની ઈદ્દત પછી બીજી શાદી કરવા વિશે

મસ્અલા : પુરુષ-સ્ત્રીઓમાં બીજી શાદી કરવા બાબતે ઘણી ગેર-સમજો પ્રચલિત થઈ ગઈ છે. જેના લીધે લોકો બીજી શાદી કરવાને સારું સમજતા નથી. બલ્કે આને એક શરમભર્યું કામ સમજે છે અને એમ જ શાદી કર્યા વગર જીવન વિતાવી દે છે. જયારે કે આવી રીતે જીવન વિતાવવું અલ્લાહ, રસૂલ (સલ.) અને સહાબા, સહાબિયાત (રદી.)ની તાલીમ અને અમલથી બિલકુલ વિરુધ્ધ છે. કેમકે પુરુષોને બીજી શાદી કરવાની તાલીમ અલ્લાહ તઆલાએ આપી છે જેનો ખુલાસો આ છે કે જો તમો એક થી વધારે શાદી કર્યા પછી ઈન્સાફનો મામલો કરી શકતા હોય તો એક થી વધારે શાદી કરો. નહિંતર એક જ તમારે માટે પૂરતી છે. એવી જ રીતે નબી (સલ.)એ પોતાના અમલથી પણ તાલીમ આપી છે. અને સહાબા અને સહાબિયાતમાં પણ બીજી શાદી કરવાનો રિવાજ હતો. જેમકે હઝરત ઉમ્મે સલમા (રદી.)ના શોહર હઝરત અબૂ સલમા (રદી.) જયારે યુધ્ધમાં શહીદ થઈ ગયા. એ પછી એમણે વફાતની ઈદ્દત પૂરી કરી ને હઝરત નબી (સલ.) સાથે બીજી શાદી કરી લીધી હતી.

આના લઈ પુરુષ અને સ્ત્રીઓએ જરૂરત હોવાના સંગોજોમાં બીજી શાદી કરી લેવી જોઈએ. જે શરીઅતની તાલીમમાં પસંદગીપાત્ર છે.

## (૨૦) ઈદ્દત બાબતે ઔરતોની બેદરકારી...

મસ્અલા : આજના યુગમાં યુરોપીયન રીત-રિવાજોમાં એક લા'નત આ પણ છે કે વિધવા અને તે ઔરતો જેમને તલાક થઈ ગઈ છે, ઈદ્દતમાં બેસતી નથી. ખુલ્લમ ખુલ્લા ઘરમાંથી અવરજવર કરવી, બજારોમાં જવું, શાદીમાં તેમજ અન્ય ખુશીના પ્રસંગમાં હાજરી આપે છે. અને આ શરઈ હુકમ એટલે કે ઈદ્દતમાં બેસવાની બિલકુલ પરવા કરવામાં આવતી નથી. આ ઘણી મોટી ભૂલ અને મોટો ગુનોહ છે. (આખિરતમાં અલ્લાહપાક સામે આખી જીંદગીનો હિસાબ આપવાનો દિલમાં ડર રાખીને) એનાથી તૌબા કરે અને ઈદ્દતના હુકમને પુરો કરે. (અગ્લાતુલ અવામ : ૬૧૩, ૬૧૪)

## (૨૧) પુરુષ-સ્ત્રી એકબીજાથી કેટલો સમય દૂર રહી શકે ?

મસ્અલા :- ઔરતનું શૌહર વિના રહેવા બાબતે દરેક માટે એક જ મુદ્દત નક્કી કરવી યોગ્ય નથી. કારણ કે તંદુરસ્તી, શકિત અને શહવતમાં ધીરજની દ્રષ્ટિએ સ્ત્રીઓની હાલત જુદી-જુદી હોય છે. તે છતાં શોહર, ઔરતની ઈજાઝત અને રઝામંદી વગર ૪ મહિના દૂર રહી શકે છે. જયારે કે કોઈ પણ જાતનો ખતરો ન હોય.(મુકમ્મલ, મુદલ્લલ જદીદ મસાઈલ)

# જે કિતાબોની મદદથી આ કિતાબ લખેલ છે તેની યાદી


૧. કુર્આને મજીદ
૨. તફસીરે મઆરિફુલ કુર્આન
૩. તફસીરે સફવતુત્તફાસીર
૪. તફસીરે અહકામુલ કુર્આન (જસ્સાસ)
૫. તફસીરે અહકામુલ કુર્આન (હ.થાનવી રહ.)
૬. તફસીરે કુર્તુબી
૭. બુખારી શરીફ
૮. મુસ્લિમ શરીફ
૯. અબૂદાવૂદ શરીફ
૧૦. તિરમિઝી શરીફ
૧૧. નસઇ શરીફ
૧૨. ઇબ્ને માજહ શરીફ
૧૩. મિશ્કાત
૧૪. શુઅબુલ ઇમાન
૧૫. મુઅત્તા ઇમામ માલિક
૧૬. મુસનદે ઇબ્ને હિબ્બાન
૧૭. મુસનદે બઝ્ઝાર
૧૮. મજમઉ ઝ્ઝવાઇદ
૧૯. મિરકાત શર્હે મિશ્કાત શ.
૨૦. તોહફતુલ અલમઇ શર્હે તિરમિઝી
૨૧. ફત્હુલબારી શર્હે બુખારી
૨૨. તકમિલએ ફતહુલ મુલ્હિમ શર્હે મુસ્લિમ
૨૩. અલજામિઉસ્સગીર મઅ ફૈઝુલ કદીર
૨૪. દુર્રે મુખ્તાર (શામી)
૨૫. ફતાવા આલમગીરી
૨૬. ફતાવા રહીમીય્યહ
૨૭. ફતાવા દારૂલ ઉલૂમ
૨૮. ફતાવા રશીદીય્યહ
૨૯. ફતાવા ઉસ્માની
૩૦. ફતાવા દીનીય્યહ
૩૧. ફતાવા મહમૂદિયહ
૩૨. ફતાવ અ ગની
૩૩. ફતાવા હક્કાનિયહ
૩૪. કિફાયતુલ મુફતી
૩૫. અહસનુલ ફતાવા
૩૬. મરગૂબુલ ફતાવા
૩૭. કિતાબુલ ફતાવા
૩૮. ઇમ્દાદુલ ફતાવા
૩૯. મહમૂદુલ ફતાવા
૪૦. ઝુબ્દતુલ ફતાવા
૪૧. નિઝામુલ ફતાવા
૪૨. મજમઉલ ફતાવા
૪૩. જવાહિરૂલ ફિકહ
૪૪. કામૂસુલ ફિકહ
૪૫. ફિકહુલ મુઆમલાત
૪૬. અલ અશ્બાહ વન્નઝાઇર
૪૭. હિદાયહ

૪૮. અલઔઝાનુલ મહમૂદહ

૪૯. અલ્લિબાસુલ મહમૂદ

૫૦. બદાઈઉસ્સનાએસ

૫૧. આપકે મસાઈલ ઔર
ઉન્કા હલ

૫૨. તોહફતુલ મૌદૂદ
ફી અહકામિલ મવલૂદ

૫૩. તબરાની

૫૪. જદીદ ફિકહી મસાઈલ

૫૫. જદીદ જિન્સીયાત

૫૬. ખઝીનતુલ ફિકહ ફી
મસાઈલિન્નિકાહ

૫૭. મસાઈલે શિર્ક વ બિદઅત

૫૮. સવાલ-જવાબ

૫૯. હલાલ-વ-હરામ

૬૦. ખ્વાતીન કે શરઈ અહકામ

૬૧. ઔરતો કે બનાવ સંગારકે
શરઈ અહકામ

૬૨. ઈલાજ-મુઆલજહકે
શરઈ અહકામ

૬૩. મસાઈલે ઝકાત

૬૪. રોઝહ અને ઝકાતના
જરૂરી મસાઈલ

૬૫. મુકમ્મલ, મુદલ્લલ
જદીદ મસાઈલ

૬૬. સુન્નતે નબવી ઔર
જદીદ સાયન્સ

૬૭. સીરતુલ મુસ્તફા (ઈદ્રીસી)

૬૮. શમાઈલે કુબરા

૬૯. સુનન વ આદાબ

૭૦. ફઝાઈલે નિકાહ

૭૧. અલ્લાહસે શરમ કીજીએ

૭૨. તોહફએ હરમ

૭૩. બેહશ્તી ઝેવર

૭૪. અગલાતુલ અવામ

૭૫. મૌજુદહ ખેલકૂદકે
શરઈ અહકામ

૭૬. દાઢી ઔર અમ્બિયાકી
સુન્નતે

૭૭. વ્યાજુ વ્યવહાર

૭૮. તબ્લીગ ઓકટોબર ૨૦૧૪

